સ્વ. શ્રી શરદ્બાબુની પ્રશંસાને વરેલા, 'પારૂ,' 'અભિમાન'
'પતિ-મંદિર' અને 'વારસદાર'ના સર્જક

શ્રી નારાયણચંદ્ર ભટ્ટાચાર્યની કલાકૃતિ

# મિલન

●

: અનુવાદક :

'મૃદુલ'

[ પારૂ, અભિમાન, વારસદાર, વગેરેના અનુવાદક ]

●

શ્રી હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ : પબ્લિશર્સ
ટાવર રોડ, સુરત.

મૂલ્ય રૂા. ૩-૦-૦





: પ્રકાશક :

શા. જ્યંતિલાલ વિઠ્ઠલદાસ
શ્રી હરિહર પુસ્તકાલય
ટાવર રોડ—સુરત.

: મુદ્રક :

નટવરલાલ મૂ. વીમાવાળા
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયા ચકલો, સુરત

# પ્રસ્તાવના

બંગસાહિત્યમાં 'ભવ્ય કથાશિલ્પી અને પલ્લિ-ચિત્રનિપૂણ-કલાકાર'ની પદવી પામેલા શ્રી નારાયણચંદ્ર ભટ્ટાચાર્યની એક વધુ કૃતિ ગુજરાતના વાંચકવર્ગ સમક્ષ રજુ કરતાં આનંદ અનુભવું છું.

આજ પહેલાં એમની 'પારુ', 'અભિમાન', 'વારસદાર', 'પતિમંદિર', 'સુરમા', 'અપર્ણા' ૯૦ કૃતિઓ પ્રકટ થઈ ચૂકી છે અને ગુજરાતની કથારસિક જનતાએ એ કૃતિઓનો ભાવભર્યો સત્કાર પણ કર્યો છે જ. એમાં આ એક વધુ કૃતિ-'મિલન'-નો ઉમેરો થાય છે.

શ્રી નારાયણબાબુથી હવે ગુજરાતનો વાંચકવર્ગ અજાણ્યો નથી. એમની કૃતિઓની પ્રશંસા બંગસાહિત્યના નવલસમ્રાટ સ્વ. શ્રી શરદ-

બાબુએ પણ કરેલી છે. ઉપરાંત સ્વ. મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોર અને સ્વ. જલધર સેન રાયબહાદુર જેવા સાહિત્યસ્વામીઓની અમીદૃષ્ટિનો લાભ પણ તેમને મળ્યો છે.

એમના અવસાન બાદ સ્વ. શરદબાબુએ તો કહ્યું હતું—

"એમના વિયોગથી આપણાં ગામડાંનાં દર્દભર્યાં ચિત્રદર્શનો હંમેશ માટે બંધ થાય છે."

'મિલન' ગામડાંગામમાં વસતા એ માડી-જાયાઓની કહાણી છે. અત્રે એના વિસ્તૃત વિવરણમાં ઉતરવું મને યોગ્ય નથી લાગતું. વાંચકો જ આપમેળે એની પિછાન મેળવે એ યોગ્ય નથી શું?

ગુજરાતે—ગુજરાતના વાંચકવર્ગે શ્રી નારાયણબાબુની કૃતિઓને સત્કારી છે. તે જ પ્રમાણે, મને આશા છે કે તેઓ 'મિલન'ને પણ સત્કારશે જ.

[૧]

મુરલી હાજરાનો ભાઈ ગણેશ હાજરા ગેઝેટમાં મેટ્રીક પાસ થયેલાઓની નામાવલિમાં પોતાનું નામ ન જોતાં જે દિવસે હતાશ હૈયે અને ભાંગેલા મન સાથે ઘેર આવ્યો, તે દિવસે મોટી વહુ નિસ્તારિણીના ઘોંઘાટ અને બૂમબરાડાથી આખું મકાન ગાજી ઊઠયું. માત્ર એકલા ઘોંઘાટ અને બૂમબરાડાથી જ ન પત્યું, પરંતુ કોઠારમાં ચોખાની માટલી ભાંગી માખણ ખાવા જતાં છોકરાએ માર ખાધો, રાખાલ મમરા માગવા આવ્યો પણ ગાળો ખાઈને ગયો, ગાયો પણ ગોશાળામાં ઊભી ઊભી ભાંભરવા માંડી; વિધવા નણંદ માતંગિનીએ આવીને કહ્યું: "ભાભી, તમે આ બધું શું માંડયું છે? શું બધા છોકરાઓ પહેલે જ વર્ષે મેટ્રીક પાસ થઈ જતા હશે? આ વર્ષે નહિ તો આવતે વર્ષે પાસ થશે."

મોટી વહુનો ક્રોધાગ્નિ અત્યાર સુધી ઈંધણ મેળવી શકયો નહોતો તે માતંગિની મળતાં એ અગ્નિ બમણા જોરથી ભભૂકી ઊઠયો. મોટી વહુએ મોટેથી બરાડા પાડતાં કહ્યું: "હા હા. આવતે વર્ષે તો પાસ થશે જ ને! પણ એક વરસના અભ્યાસનો ખર્ચો કોણ આપશે, એ તો કહો?"

માતંગિનીએ કહ્યું: "અત્યાર સુધી જે આપે છે તે જ આપશે."

મોટી વહુએ જરા મોઢું મચકોડી ડાબો હાથ ઉછાળતાં ઉછાળતાં કહ્યું: "તે જ આપશે! એ કંઇ રાજ રજવાડું નથી; અને પૈસા પણ કંઈ ઝાડનાં ફળ નથી કે ઝૂડી મારીઉં કે ખંખેરીને મેળવી શકાય."

માતંગિનીએ જરા રોષથી કહ્યું: "હા, ખંખેરીને મેળવી શકાય છે. આ કંઈ બ્રાહ્મણ–કાયસ્થનો છોકરો નથી કે અભ્યાસ નહિ કરે તો ચાલશે નહિ! ખેડૂતનો છોકરો છે, ભણશે નહિ તો હળ ચલાવીને પણ પેટ ભરશે."

મોટી વહુએ ગર્જના કરતાં કહ્યું: "હાય રે, મરું રે મરું, કેવી ઉભડ

વાત કરો છો બહેન !"

"એમાં ઉભડ વાત શેની ? ખેડૂતનો દિકરો તો ખરો જ ને !"

મોટી વહુએ માતંગિની પ્રત્યે તર્જની આંગળી દેખાડતાં રોષભર્યા અવાજે કહ્યું: "જુઓ બહેન, લાડ લડાવી લડાવીને તમે જ ભાઇનું માથું ખાઈ રહ્યાં છો..."

"જૂઠું ન બોલશો ભાભી, લાડ હું કરાવું છું કે તમે ?"

મોટી વહુએ રોષથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "હું લાડ કરાવું છું ! હું તો લાડને ઝાડુ મારું છું; રાતદિવસ દાંત વચ્ચે દબાવી રાખું છું તોય હું લાડ કરાવું છું, કેમ ? આ તો મારા જ કરમના ભોગ છે ! હજાર કામ સારાં કરું તો ય દોષનો ટોપલો તો મારા જ માથા પર. મને તો હવે મોત આવે તો સારું."

મોટી વહુનો અવાજ ધીરે ધીરે સાવ નીચે આવી ગયો. છેલ્લો સૂર આવે તો એ આંસુમાં પલટાઈ જવાની બીકે માતંગિની સરકી ગઈ. મોટી વહુ પોતાના મન સાથે બોલતી પોતાના ભાગ્યને ધિક્કારવા લાગી.

બપોરે મુરલી દુકાનેથી જમવા આવ્યો અને જમતાં જમતાં બોલ્યો: "હું તો જાણતો જ હતો, ઇ છોકરાથી કશું થવાનું નથી."

નિસ્તારિણીએ કહ્યું: "જો જાણતા જ હતા તો નકામા પૈસા પાણીમાં શા માટે નાખ્યા ?"

"જાણવા છતાં યે એક વાર પ્રયત્ન તો કરવો જ જોઇએ ને ?"

"પ્રયત્ન કરીએ તો બધું થયું."

"ન થયું તો કંઈ નહિ. હું બીજું શું કરું ? કહે..."

ઘડીક ચૂપ રહીને નિસ્તારિણીએ પૂછ્યું: "તો પછી હવે શું કરશો ?"

થોડા ભાતમાં દાળ મેળવતાં મેળવતાં મુરલી બોલ્યો: "બીજું શું કરવું ! દુકાનનું કામકાજ સોંપીશ, હું પણ એકલો પહોંચી વળી શકતો નથી. ખેતી અને દુકાન...બંને કામ શું એકલા પંડે સંભાળી શકાય ?"

નિસ્તારિણીએ મોઢું ભારમાં રાખીને કહ્યું: "આટલા દિવસ સુધી ભણીને શું છેવટે દુકાનદારી કરવી ?"

હાથમાં ભાતનો કોળિયો લઇ સ્ત્રી સામે જોઈને મુરલી બોલ્યોઃ "કેમ, દુકાનદારી શું એટલી ખરાબ છે ?"

"ખરાબ નથી, પણ લોકો તો એને 'મોદી' કહીને જ બોલાવશે ને !"

ધીમું હાસ્ય હસીને મુરલી બોલ્યોઃ "મને પણ લોકો એમ જ કહે છે."

નિસ્તારિણીએ પણ હસતાં હસતાં કહ્યું: "તમને કહે છે, ને હવે એને પણ કહેશે; ભાઇ પણ ભાઇને બરોબર મળતો છે."

મુરલીએ આછા હાસ્યપૂર્વક જમવામાં ચિત્ત પરોવ્યું.

જમીને મુરલી બહાર ગયો. ગણેશે આવીને સાદ કર્યો: "ભાભી !"

નિસ્તારિણી ખોળામાં બાળકને સુવાડી રહી હતીઃ એટલે ધીમા અવાજે બોલીઃ "કેમ ?"

ગણેશે નીચું માથું રાખી ગરદન પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "મારા ભાઈએ શું કહ્યું ?"

નિસ્તારિણીએ ખોળામાં સુવાડેલા પુત્ર સામે નજર રાખી ઢીંચણુ હીલોળતાં હીલોળતાં કહ્યું: "બીજું શું કહે; દુકાનનું કામકાજ સંભાળવું પડશે."

મોઢું ભારમાં રાખી ગણેશ બોલ્યોઃ "મારાથી એ નહિ થઈ શકે."

"તે તમારા ભાઇને કહો; એમાં મને શું ?"

ભાભીના મોઢેથી નવી વાત સાંભળીને ગણેશ વિસ્મયપૂર્વક ભાભીના ચહેરા સામે જોઇ રહ્યો. આજ સુધી કોઇ પણ કામ માટે એને મોટા ભાઈ પાસે જવું પડતું નહિ.

ગણેશને ચૂપચાપ ઊભો રહેલો જોઇને નિસ્તારિણી જરા બરછટ અવાજે બોલીઃ "હું હવે તમારી કોઈ વાતમાં નથી. મેં જ લાડ કરી તમારું માથું ખાધું છે, મારા જ આદરથી તમે પાસ થઈ શક્યા નથી. એવા આદરની શી જરૂર છે ! તમારા ભાઇ છે, બહેન છે, એમની પાસે જાઓ."

બાળક ઊંઘી શકયું નહિ, એણે રડવા માંડયું; નિસ્તારિણીએ એની પીઠ પર એક થપાટ લગાવી અને બડબડતી બડબડતી બાળકને પોતાના ઘરમાં લઇ ગઇ. ગણેશ નમેલા ચહેરે અને હતાશ ભાવે ધીરે ધીરે ચાલ્યો ગયો.



## [૨]

રાતે નિસ્તારિણીએ સ્વામીને પૂછ્યું: “ શું સાચે જ તમે ગણેશભાઇને દુકાનના કામમાં રોકવા માગો છો ? ”

“સાચું નહિ તો શું ખોટું કહું છું ?” મુરલીએ કહ્યું.

“પરંતુ લોકો શું કહેશે ?”

“લોકો કહેશે, ભાઇને ભણાવવાનો પ્રયત્ન કર્યો હતો, પરિણામ ન આવ્યું, એટલે નછૂટકે પેટનું કામ કરતાં શીખવે છે.”

“કોઇ એવું નહિ કહે.”

“ત્યારે શું કહેશે ?”

“કહેશે, કે ઓરમાન ભાઇ હતો એટલે એક વરસ વધુ ન ભણાવ્યો.”

મુરલીએ જરા હસીને કહ્યું: “ ભલેને એમ કહે ! લોકોની વાતોનો શો અર્થ ?”

નિસ્તારિણીએ ગાલ પર હાથ મૂકી સ્મિત કરતાં કહ્યું: “ ઓય મા, તમે કહો છો શું ! લોકનિંદા એ તે શું નજીવી બાબત છે ? ”

હસીને મુરલી બોલ્યો: “ના, એ તો અત્યંત ભારે વસ્તુ છે. પણ તું મને કહેવા શું માગે છે ? ”

નિસ્તારિણીએ આંગળીઓના ટચાકડા ફોડતાં કહ્યું: “મારે વળી શું કહેવાનું હોય ! તમને જે યોગ્ય લાગે તે કરો. પણ લોકો દોષ ન દે અને ગણેશભાઇને મન દુ:ખ ન થાય તેનો વિચાર કરજો.”

“ ગણેશને મન દુ:ખ શા માટે થાય ? ”

“અભ્યાસ બંધ થાય એટલે શું દુ:ખ ન થાય ? એના મનમાં એમ તો થાય જ ને કે માજણ્યો ભાઇ હોત તો !”

મુરલીએ જરા તીવ્ર અવાજે કહ્યું: "શું હું એને પરાયો લેખું છું!"

નિસ્તારિણીએ શરમાતાં શરમાતાં કહ્યું: "તમે તો નથી ગણતા; પણ બીજા લોકો થોડા જ સમજી શકે છે? તેથી જ કહું છું..."

જરા બેદરકારી બતાવતાં મુરલી બોલ્યો: "તું જે કહેવા ઇચ્છતી હોય તે ચોખ્ખેચોખ્ખું કહી દે ને."

બીજે વખત હોત તો આટલી વિરક્તિથી પણ નિસ્તારિણીના હૈયે અભિમાન જાગ્યું હોત, પણ આજ તે અભિમાન દર્શાવવા આવી નથી; કામ સાધવા આવી છે. એટલે સ્વામીની બેદરકારીને ન ગણકારતાં મંદ હાસ્ય સહિત તે બોલી: "રોષ શા માટે કરો છો? મારું કહ્યું કરશો?"

"કરવાનું પછી, પહેલાં તારી વાત તો કહે."

"મારી ઇચ્છા એવી છે કે હજી એકાદ વર્ષ રાહ જોવી."

જરા વિચારીને મુરલી બોલ્યો: "જો આટલી મુશ્કેલી અને તંગી ન હોત તો હું રાહ જુઅત; તને ખબર છે, કે આ વર્ષે એક મુઠ્ઠી ધાન પણ પાક્યું નથી, એ સિવાય નાના મોટા ખરચા! વળી નાની દુકાન પણ મહાજનને ત્યાં દેણદાર થઈ ગઈ છે."

"અભ્યાસના ખર્ચ પર કાપ મૂકવાથી શું દેવું ચૂકવી શકાશે?"

"માત્ર એટલું જ નહિ, પણ આ વખતે તો બધા ખર્ચમાં કાપ મૂકવો પડશે."

"અભ્યાસનો ખર્ચ કેટલો આવે છે?"

મુરલીએ હિસાબ કહેવા માંડયો: "સ્કૂલનો એક વર્ષનો ખર્ચ બારતેરી છત્રીસ રૂપિયા, નાસ્તાપાણીના રોજના એક આનાના હિસાબે ચોવીસ રૂપિયા, ત્યારપછી લૂગડાં-લત્તાં, જોડા, પુસ્તકો વગેરે મળીને કુલ એંશી રૂપિયા ખર્ચ થાય."

પત્નીએ પ્રશ્ન કર્યો: "કેટલી વીસું?"

"ચાર વીસું."

"ઓ..."

"ખર્ચ ઓછો હોત તો શું હું ન આપત?"

"વીસેક રૂપિયાનો ખર્ચ હોત તો હું પ્રયત્ન કરત."

મુરલીએ હસીને કહ્યું: "આ તો એથી ચારગણો ખર્ચ છે."

નિસ્તારિણી વિચારમાં પડી; મુરલીએ પૂછ્યું: "શું વિચારે છે?"

"એક કામ કરો તો ન બને?"

"શું?"

"અડધા તમે આપો અને અડધા પૈસા હું આપું."

"પણ તારી મૂડી તો વીસ રૂપિયાની છે!"

"મારું માદળિયું ગીરો મૂકો તો વીસ રૂપિયા ન મળી શકે?"

જરા હસીને મુરલીએ કહ્યું: "મળી શકે, પણ પછી છોડાવે કોણ?"

સ્વામી ઉપર હળવો કટાક્ષ કરતી નિસ્તારિણી બોલી: "બીજું કોણ છોડાવે? તમેસ્તો."

"મારી તંગી જોઇને તો તું આપે છે; પછી હું કેવી રીતે છોડાવી શકું?"

"ગમે તે રીતે. હંમેશ કાંઈ થોડી ખેંચ રહેવાની હતી?"

"પણ નિતુ..." મુરલીનો ચહેરો ગંભીર બની ગયો.

સ્વામીનો હાથ પોતાના હાથ વચ્ચે રાખીને નિસ્તારિણી વ્યગ્ર અવાજે બોલી: "આ વાતમાં પણ બણ કંઇ નહિ, મારી આટલી વાત રાખવી જ પડશે."

"એ તો રાખીશ, પણ જો હું ભવિષ્યમાં છોડાવી ન શકું તો!"

"ન છોડાવી શકો તો કાંઈ નહિ, નાનો ભાઈ માણસ તો થશે."

ગંભીર અવાજે મુરલી બોલ્યો: "એ તો થશે. પણ એમાં મને ને તને શું?"

ફાટી આંખે સ્વામી સામે જોઈને નિસ્તારિણી બોલી: "ગણેશભાઈ માણસ થાય તો મને ને તમને કશો લાભ નથી? તમે શું પાગલ થઇ ગયા છો?"

મૃદુ હાસ્યસહ મુરલી બોલ્યો: "હું ભલે પાગલ રહ્યો, પણ તારી આશા ભલે પૂરી થતી."

નિસ્તારિણી ઊઠીને પ્રફુલ્લ ચિત્તે હુક્કો ભરવા બેઠી. મુરલીએ હસીને

કહ્યું: "અક્ષિસ છે ને ?"

દાંત વચ્ચે હોઠ દબાવીને નિસ્તારિણીએ સ્વામીના વદન સામે હાસ્યપૂર્ણ કટાક્ષ કર્યો.

બીજે દિવસે સવારે મુરલી બહાર ગયો, ત્યાર પછી ગણેશના સાસરેથી એક માણસે આવીને સમાચાર આપ્યા, કે ગણેશની સાસુની તબિયત ઘણી બગડી ગઇ છે; તેઓ જમાઇને જોવા ઝંખે છે; અત્યારે જ નહિ જાય તો કદાચ મેળાપ પણ નહિ થઇ શકે."

ગણેશ જવા રાજી નહોતો, પણ નિસ્તારિણીએ એને પરાણે મોકલ્યો. જતી વખતે ગણેશે કહ્યું: "મારા ભાઈની સલાહ લીધા વગર......"

નિસ્તારિણીએ જરા ચિડાઈને કહ્યું: "તો પછી દુકાને જઈને પૂછી આવો."

"કોણ પૂછવા જાય, હું ? એ નહિ બને."

"તો પછી જેમ ઠીક લાગે તેમ કરો, હું જઇ શકીશ નહિ."

"તો પછી તમે મારા ભાઈને કહેજો."

જરા અભિમાનભર્યા અવાજે નિસ્તારિણી બોલી: "હું કહીશ તો ચાલશે ?"

"ચાલે કે ન ચાલે તે તમે જાણો." કહીને ગણેશ ચાલ્યો ગયો.



[૩]

મુરલી હાજરાના બાપ શ્રીદામ હાજરાએ બે વખત લગ્ન કર્યાં હતાં. પહેલી વારની સ્ત્રી મુરલીને પાંચ વરસનો મૂકીને મરણ પામી હતી. ત્યારપછી શ્રીદામે બીજી વાર ઘર કર્યું. બીજી સ્ત્રી પણ પાંચ વર્ષની પુત્રી માતંગિની અને દોઢ વર્ષના પુત્ર ગણેશને છોડીને પરલોક સિધાવી ગઈ. બીજી પત્નીના મૃત્યુથી નાનાં બાળકો વચ્ચે શ્રીદામો ભારે મૂંઝવણમાં પડી ગયો. મુરલીને પાઠશાળાનો ત્યાગ કરી નાનાં ભાઈબહેનને સાચવવામાં રોકાવું પડયું.

શ્રીદામાને પરચુરણ માલની—નેસ્તીની એક નાનકડી દુકાન હતી. સામાન્ય ઘરજમીન પણ હતી, એની આવકમાં સુખેદુઃખે સંસાર ચાલતો હતો. ખેડ અને દુકાનનું કામ શ્રીદામો સંભાળતો અને ભાઇબહેનને સાચવવાનું કામ મુરલી સંભાળતો.

ત્યારપછી મુરલી જ્યારે પંદર વર્ષનો થયો, ત્યારે પાંચ માણસો શ્રીદામાને કહેવા લાગ્યાઃ "હવે મુરલીને પરણાવવો જોઇએ. ઘરમાં વહુ આવશે એટલે સૂનો સંસાર સોનાનો બની જશે."

શ્રીદામે પણ લોકોની સલાહ સ્વીકારી. મુરલીનાં લગ્ન કરીને અગિયાર વર્ષની વહુ નિસ્તારિણીને ઘરમાં સ્થાન આપ્યું. શ્રીદામાના શૂન્ય સંસારમાં ફરી પૂર્ણતાની મીઠી છાંયડી દેખાવા લાગી. પરંતુ શ્રીદામો એ મીઠી છાંયડીનુ સુખ ભોગવી શકયો નહિ, એને કાળનો પોકાર થયો. આ પોકારથી શ્રીદામો સંસાર, નાનાં બાળકો, દુકાન, ખેતીવાડી બધું છોડીને કોઇ અજ્ઞાત અપરિચિત દેશમાં સદાને માટે ચાલ્યો ગયો. એ વખતે મુરલીની ઉમ્મર માત્ર સોળ વરસની હતી.

પિતાના મૃત્યુ વખતે મુરલી ખૂબ રડયો, માતંગિની પણ રડી. બાળક ગણેશ ભાઇબિહેનને રડતાં જોઇને આંસુ સારવા લાગ્યો ત્યારે મુરલીએ પોતાનાં આંસુ લૂછી ભાઇબિહેનનાં આંસુ લૂછ્યાં. ત્યારપછી બાપનુ શ્રાદ્ધકાર્ય પતાવી સંસારનો ભાર પોતાના માથા પર લીધો. બાર વર્ષની પત્ની એની સહકારિણી બની. થોડા દિવસ પહેલાં નિસ્તારિણીનો ત્રણ વર્ષનો એકનો એક ભાઇ મરી ગયો હોવાથી એણે ગણેશને હૈયા સરસો લઈને મન વાળ્યું.

દુકાન નાની હોવા છતાં સારી ચાલતી હતી, ખાસ દેવું કંઈ હતું નહિ. મુરલીમાં પણ ઉત્સાહ અને ચીવટ ઘણી હતી. એટલે દુકાન સારી જામી, સંસારમાં પણ ખાસ કોઇ પ્રકારની ત્રુટિ ન હતી. ગણેશ પાંચ વર્ષનો થયો ત્યારે હાથમાં ખડી અને પાટી આપી એને પાઠશાળામાં દાખલ કરાવ્યો.

માતંગિની અગિયાર વર્ષની થઈ ત્યારે મુરલીએ એક સારા પાત્ર સાથે એનાં લગ્ન કર્યાં; પરંતુ માતંગિનીના ભાગ્યમાં સુખ નહોતું. પંદર વર્ષની વયે વિધવા બનીને તે ભાઈને ઘેર પાછી ફરી. બનેવીની જે કંઇ જમીન–જગ્યા હતી તે વેચીને મુરલીએ સાડાત્રણસો રૂપિયા માતંગિનીના હાથમાં મૂકયા અને કહ્યું: " માતુ, આ રૂપિયા તારા છે, તું સાચવીને રાખી મૂક."

માતંગિનીએ વિસ્મયભરી નજરે મોટા ભાઈ સામે જોઇને કહ્યું: "તમે આ શું કહો છો, ભાઈ? હું તો સ્ત્રી છું, આટલા બધા રૂપિયા હું કયાં સાચવું?"

મુરલીએ હસીને કહ્યું: "ઘરમાં શું પેટીપટારા નથી?"

"છે તે ભલે રહ્યા, હું રૂપિયા પૈસા સાચવી શકીશ નહિ."

ન છૂટકે મુરલીએ પૈસા પોતાની પાસે રાખ્યા, પેટીમાં ન રાખ્યા; વેપારમાં રોકયા. એથી વેપારની પણ વૃદ્ધિ થઇ અને કમાણી સારી થવા લાગી.

ગણેશ દસ વરસનો થયો ત્યારે નિસ્તારિણીએ એને આગળ ભણાવવા માટે આગ્રહ કર્યો. માતંગિનીએ વિરોધ કરતાં કહ્યું: "આવી હઠ ન કરો, ભાભી! અંગ્રેજી ભણેલા છોકરાઓ માબાપને ગાંઠતા નથી."

મોટી વહુએ હસીને કહ્યું: "એને માબાપ તો છે નહિ, પછી ભણાવવામાં શો વાંધો છે?"

મુરલીની પણ ઇચ્છા હતી, કે ભાઈ માણસ બને. એટલે માતંગિનીનો વિરોધ ટક્યો નહિ. આ ગામડામાં સ્કૂલ નહોતી; એક ગાઉ દૂર રામનગરમાં હતી. ગણેશ રામનગરની સ્કૂલમાં દાખલ થયો. ભાભીના લાડમાં રહેવા છતાં પણ ગણેશ ભણવામાં બેદરકાર નહોતો. મુરલી રાત્રે દુકાનેથી આવીને જોતો કે ગણેશ ઓરડામાં બેઠો બેઠો અભ્યાસ કરે છે. મુરલી બારણા પાસે ઊભો રહીને નાના ભાઈની ન સમજાય એવી ગોખણપટ્ટી સાંભળતો; અને સાંભળીને આનંદભર્યા હૈયે ઘરમાં જતો.

વચ્ચે વચ્ચે નિસ્તારિણી પણ ગણેશ પાસે બેસતી અને અભ્યાસ વિષે પ્રશ્નો કરતી. ગણેશ અંગ્રેજી ભાષાના ઉચ્ચારો સમજાવતો, અને એ સાંભળી ભાભીના હૈયામાં આનંદ છવાતો.

નિસ્તારિણી સ્વામી પાસે જઈને કહેતી: "ગણેશની બુદ્ધિ ખૂબ સારી છે."

"કેવી છે ? કહે જોઉં !"

"અરે ? પાણીના રેલા માફક અંગ્રેજી બોલી શકે છે ! અને મને પણ બરાબર અર્થ કરીને સમજાવે છે. ગઇ કાલે મને 'કેટ' એટલે બિલાડીની સમજ પાડી હતી."

મુરલીએ હસીને કહ્યું: "મને લાગે છે કે ગણેશ એકલો જ પંડિત નહિ બને; સાથે તું પણ પંડિતા બની જશે. અને હું એકલો જ મૂરખ રહી જઇશ."

મુરલી ગાતો હોય તેમ કહેતો: "હું રહ્યો સાવ એકાકી..."

નિસ્તારિણી હસી પડતી; અને કહેતી: "તમે એકાકી નહિ રહો... તમને પણ પંડિત બનાવી લઈશ."

પતિપત્નીના મીઠા હાસ્યધ્વનિથી મકાન ભરાઇ જતું.

ત્યારપછી નિસ્તારિણીએ જે દિવસે એક પુત્રને જન્મ આપ્યો તે દિવસે મુરલીએ વિચાર્યું કે સંસાર અને સ્વર્ગ વચ્ચે હવે કોઇ પ્રકારનો ભેદ નથી રહ્યો.

ગણેશ જ્યારે પ્રથમ શ્રેણીમાં દાખલ થયો, ત્યારે માતંગિનીએ નાના

ભાઈ માટે એક કન્યા શોધી કાઢી. એ પોતાની જેઠાણીના ભાઈની દીકરી હતી; ખૂબ સુંદર હતી. આ કન્યા માટે નિસ્તારિણી વિરૂદ્ધ હતી, તેમ છતાં નાની બહેનના સંતોષને ખાતર મુરલીએ આ સંબંધ સ્વીકાર્યો અને ગણેશનાં લગ્ન કર્યાં. આથી નિસ્તારિણીને જરા દુઃખ થયું ને તે માતંગિની પર ચિડાઇ.

નિસ્તારિણીનો સ્વભાવ દરેક બાબતમાં સારો હતો. પરંતુ એના મત વિરુદ્ધ કોઈ વાત કરે તો તે સહન કરી શકતી નહિ. સારું થાય કે ખરાબ થાય પણ પોતાનો જ કક્કો ખરો કરાવવા માટે તે આગ્રહ રાખતી. એ આગ્રહ વચ્ચે ગમે તે આવે તો નિસ્તારિણીને મન એ એક શૂળ થઇ પડતું.

અનેક પ્રકારની આશા અને આનંદ સાથે નિસ્તારિણી અને મુરલી દિવસો વિતાવતાં હતાં. પરંતુ ગણેશ જે દિવસે પરીક્ષામાં સફળ ન થયો, તે દિવસે આ આનંદની છાયા હળવી બની ગઈ. છતાં પણ નિસ્તારિણીએ આશા ન છોડી. સંસારમાં શું કોઈ આશાનો ત્યાગ કરી શકે છે ?



## [૪]

એક અઠવાડિયા પછી ગણેશ સાસરેથી પાછો આવ્યો. નિસ્તારિણીએ પૂછ્યું: "તમારી સાસુને હવે કેમ છે?"

"સારું છે."

"તમે તો ઘણા દિવસ રોકાયા!"

"મને આવવા દે ત્યારે ને?"

"નાની વહુને લઈ જવા માટે કહ્યું હતું?"

"ના."

"પણ મેં તો તમને એને તેડી લાવવા માટે ખાસ કહ્યું હતુ…"

ગણેશ ચૂપ રહ્યો. નિસ્તારિણીએ કહ્યું: "નાની વહુ તો હવે ખૂબ મોટી થઈ ગઈ હશે, કેમ?"

ધરતી સામે નજર ટેકવીને ગણેશ બોલ્યો: "હું નથી જાણતો."

નિસ્તારિણીએ હસીને કહ્યું: "શું તમે એને મળ્યા નહોતા?"

ગણેશે કશો ઉત્તર ન આપ્યો; પગના અંગુઠા વડે એ તો ધરતી ખોતરતો જ રહ્યો.

"નાની વહુ કશું બોલી હતી?"

ગણેશે શરમભર્યું હાસ્ય વેર્યું. નિસ્તારિણી બોલી: "વાહ રે, આવડા મોટા થયા પણ સંસારની કંઈ વાત સમજ્યા જ નહિ! સાંભળ્યું ને માતુ બ્હેન, જતી વખતે નાની વહુને સાથે લઈ આવવા માટે મેં કેટલુંય કહ્યું હતું, પણ ભાઈ સાહેબે ત્યાં જઈને કશું ન કહ્યું."

રસોડામાંથી માતંગિની બોલી: "તે એ કેવી રીતે કહી શકે, ભાભી?

તમે બધાં હો અને એનાથી એવું કહી શકાય ?"

મોટી ભાભીએ રોષભર્યા અવાજે કહ્યું: "કેમ ન કહી શકાય ? અમે રહ્યાં તે શું થઇ ગયું ? એમના ઘરનું માણસ છે, એને લઈ આવવાની વાત કહેવામાં શો દોષ ?"

માતંગિની મોટી ભાભીને ઓળખતી હતી, એટલે તેણે ધીમા અવાજે કહ્યું: "દોષ હોય કે ન હોય, હજી બાળક છે, કહેતાં શરમ તો આવે ને ?"

નિસ્તારિણીએ જરા ઉગ્ર થઈને કહ્યું: "હા, હજી બાળક છે, ધાવણું બાળક છે, કશું સમજતા નથી ! જુઓ માતુ બહેન, તમે તમારા ભાઈને જેટલા નાના સમજો છો તેટલા નાના એ નથી."

માતંગિની બોલ્યા ચાલ્યા સિવાય બેસી રહી. નિસ્તારિણીએ ગણેશ સામે જોઈને કહ્યું: "તમે પણ સાવ ભગા જેવા છો. જવા દો; એ ઘેર આવે એટલે વાત. આવતી કાલે જ માણસ મોકલીને તેડાવી લઇશું. વળી પાછો સામે ચૈત્ર આવે છે."

ગણેશ અત્યાર સુધી ચૂપચાપ ઊભો હતો. હવે તેણે ભાભી સામે જોઈને ધીરે ધીરે કહ્યું: "ના ભાભી !"

"ના કેમ ?"

"હમણાં નહિ."

"શું હમણાં નહિ ? નાની વહુને તેડાવવાનું ?"

"હા."

"કારણ ?"

ગણેશ કશો ઉત્તર આપી શકયો નહિ. નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો: "કેમ, એ લોકો કશું બોલ્યા છે ?"

ગણેશ ચૂપ રહ્યો. નિસ્તારિણીએ કહ્યું: "હવે તો એને ચૌદમું વર્ષ બેઠું છે, તેડાવ્યા વગર ચાલે કે ?"

ગણેશે ભારમાં મોઢું રાખીને કહ્યું: "બધું ચાલશે..."

"સારું...એને નથી તેડાવવી ખરું ?"

"હું."

"તો પછી તે ક્યાં રહેશે ?"

"જ્યાં રહે છે ત્યાં."

"જો ત્યાં જ એને બારે દાંડા રહેવાનું હોય, તો લગ્ન શા માટે કર્યાં ?"

ગણેશે કહ્યું: "તમે લગ્ન કરાવ્યાં શા માટે ?"

નિસ્તારિણીએ નણંદને બોલાવી કહ્યું: "સાંભળો માતુબહેન, તમારા બાળક ભાઈની વાતો સાંભળો. આપણે પરાણે એમનાં લગ્ન કર્યાં છે."

માતંગિનીએ રસોડામાંથી બહાર આવીને કહ્યું: "આપણે એનાં લગ્ન નથી કર્યાં તો કોણે કર્યાં છે ? શું એ પોતે જઈને પરણી આવ્યો છે ?"

નિસ્તારિણીએ રોષપૂર્વક તીખા અવાજે કહ્યું: "ના રે ના, અમે એના હાથપગ બાંધી બળજબરીથી ગળામાં ફાંસો નાખ્યો છે. ઘોર કલિયુગ !"

ભાભીનો રોષ જોઈને ગણેશ ધીરે ધીરે સરકી ગયો. માતંગિનીએ કહ્યું: "કલિયુગ હોય કે દ્વાપર હોય, તમે આટલાં બધાં શા માટે ચિડાઓ છો, ભાભી ? એમાં ચિડાવા જેવી શી વાત છે ?"

નિસ્તારિણી બેઠી હતી તે ઊભી થઇ ગઈ અને બોલી: "કશી નથી ......કશી નથી ! તમારી વાતમાં શું દોષ ? જે કંઈ દોષ છે તે મારી જ વાતમાં છે. તમારા મોટા ભાઈને આજે ઘેર આવવા દો, શામાટે ગણેશને પરણાવ્યા એ હું જોઇ લઇશ."

પાણિયારા પરથી બેડું લઇને રોષથી ધ્રુજતી નિસ્તારિણી તળાવ તરફ ચાલી ગઈ.

ઘાટ ઉપર નૈત્યની મા હતી, તેણે નિસ્તારિણીના ચહેરા પરનો રોષ જોઇને પૂછ્યું: "શું થયું છે, વહુ ?"

"થાય શું મા, હું તો કાળની ગતિ જોઉં છું. સારું કરીએ તો ય ખરાબ ગણાય !"

નૈત્યની માએ કહ્યું: "ઘોર કળિયુગ છે, ઘોર કળિયુગ ! શું ઘરમાં કંઈ બન્યું છે ?"

ઘાટ પર બેડું મૂકીને નિસ્તારિણીએ કહ્યું: "ના, એવું કંઇ નથી બન્યું;

શું આ તો જોઈ સાંભળીને ભય લાગે ને !"

નેત્યની માએ મુરલીના ઘરનો કલેશ-કંકાસ સાંભળવાની આશા સાથે નિસ્તારિણી સામે જોયું હતું. પરંતુ નિસ્તારિણીની વાતથી એની એ આશા ભાંગી ગઇ. નિરાશાભર્યા અવાજે એણે કહ્યું: "તે એમાં ભય શેનો મા ?"

જરા રહીને ફરી પ્રશ્ન કર્યો: "તારો દિયર તો આવી ગયો છે ને ?"

"હા."

"તે નાની વહુ સાથે ન આવી ?"

"આવશે, અમે તેડવા જઇએ ત્યારે જ આવે ને !"

"મેં તો ધાર્યું હતું કે તારા દિયરની સાથે જ એ આવશે."

નિસ્તારિણીએ બેડું ભરતાં ભરતાં કહ્યું: "એવું તે કંઈ બને મા, ગણેશભાઈ શું સાથે લાવી શકે ? અને એ લોકો પણ એમ ને એમ કેવી રીતે મોકલે ?"

"એ તો ખરું છે, માથા ઉપર મોટા ભાઈ છે, ભાભી છે......"

રાત્રે મુરલી ઘેર આવ્યો ત્યારે નિસ્તારિણીએ કહ્યું: "જુઓ, તમે હવે નાની વહુની કંઇક વ્યવસ્થા કરો."

"તું છે પછી મારે શામાટે એવી અનધિકાર ચર્ચામાં પડવું ?"

"વાહ ! લગ્ન તમે કરાવ્યાં ને વ્યવસ્થા મારે કરવી !"

શય્યા પર સરખી રીતે બેસીને મુરલી બોલ્યો: "બધી બાબતનો વિચાર કરીને લગ્ન કરાવવાં એ પુરુષનું કાર્ય છે, ત્યાર પછીની જે વ્યવસ્થા કરવાની હોય તે ઘરની મુખ્ય સ્ત્રીએ સંભાળવાની છે."

સ્વામી ઉપર હાસ્યપૂર્ણ કટાક્ષ ફેંકતાં કૃત્રિમ અભિમાનભર્યા અવાજે નિસ્તારિણી બોલી: "ઓહ, હું ભારે ઘરની મુખ્ય સ્ત્રી ! મારે તો રોજ ઝાડુ ખાવું પડે છે."

મુરલીએ હસીને કહ્યું: "તું ઝાડુ ખાય કે દાળભાત ખાય, પણ ઘરનું ખવાળું તો તારા જ હાથમાં છે."

"સારું, હું ત્યારે મુખ્ય સ્ત્રી માફક જ વ્યવસ્થા કરું છું. તમે નાની વહુને તેડાવો."

"આ વાત તું સો વાર કહી શકે છે."

"માત્ર કહેતી નથી, આ મહિનામાં જ નાની વહુને લઈ આવવી પડશે."

"પણ આટલી ઉતાવળ શા માટે ?"

નિસ્તારિણીએ હાસ્ય દબાવીને કહ્યું: "એ વાત પૂછનાર તમે કોણ ? તમારે તો માત્ર ઘરની મુખ્ય સ્ત્રીનો હુકમ જ બજાવવાનો છે."

"જેવી આજ્ઞા. પણ કદાચ એ લોકો ન મોકલે તો ?"

"એ હું ન જાણું, તમારે ગમે તે રીતે વહુને લાવવાની છે."

"ભલે."

"જોજો હોં ?"

"જરૂર."

નિસ્તારિણીએ કહ્યું: "સારું, હવે ઈનામમાં એક ચલમ ભરી આપીશ."



[૫]

નિસ્તારિણીના આગ્રહથી મુરલી નાની વહુને લઈ આવ્યો. નાની વહુને તેડી લાવવામાં જરા મુશ્કેલી નડી હતી. પહેલાં તો પત્ર લખીને માણસ મોકલ્યો હતો. પરંતુ નાની વહુના બાપ શ્રીનાથ પાલ પોતાની પુત્રીને મોકલવા તૈયાર ન થયા. તેમણે કહેવરાવ્યું: "ઓરમાન બાઇ–ભોજાઈવાળું ઘર છે; પુત્રી જરા મોટી થાય, ચાલાક–ચતુર બને અને પોતાનો સંસાર સંભાળતાં શીખે. અત્યારે પરાયા સંસારમાં જઇને એ શું કરી શકે?"

આ વાત સાંભળીને મુરલીને રોષ ચડ્યો, પરંતુ રોષ હજમ કરવાની શક્તિ એનામાં ખૂબ હતી. એટલે તે પોતે જ તેડવા ગયો, નિસ્તારિણીને કશું કહ્યું નહિ; જે માણસ ઉપરનો સંદેશો લાવ્યો હતો, તેને પણ ઘરમાં આ વાત ન કહેવાનું જણાવ્યું.

શ્રીનાથ પાલ મુરલીની આ વાતમાં સંમત ન થયા. પરંતુ કન્યાની માથી રહી શકાયું નહિ, તેમણે મુરલીનું અપમાન ન કરતાં કન્યાને મોકલી દીધી. વિદાય વખતે મુરલી વેવાણને નમસ્કાર કર્યા વગર રહી શક્યો નહિ.

નાની વહુ મહામાયાને મેળવીને નિસ્તારિણીને ખૂબ આનંદ થયો. મહામાયા દેખાવમાં પણ નબળી નહોતી. શરીરનો રંગ ઉજળો ન હોવા છતાં કાળો તો નહોતો જ; ગૃહસ્થના ઘરને શોભે એવી હતી. સુગઠિત દેહ, ગોળ અને કોમળ હાથપગ, પાન જેવો ચહેરો, પ્રકાશભરી આંખો, માથાના

વાળ પણ ખૂબ લાંબા અને કાળા હતા. મોટી વહુને વાળનો ભારે શોખ હતો, પણ એના વાળ લાંબા નહોતા. એટલે દેરાણીનો ચોટલો જોઈને એ ખૂબ હરખાઈ અને એ ચોટલો હોળવા–ગૂંથવામાં મગ્ન બની. મહામાયા હંમેશાં સ્નાન નહોતી કરતી; પરંતુ નિસ્તારિણી હંમેશાં સાંજે એનો ચોટલો સરખો કરીને બાંધી આપતી. ચોટલો બાંધતાં એક કલાક ચાલ્યો જતો. માથું બાંધી, મોઢું ધોઈ, સેંથામાં સિંદૂર પૂરીને એ કપાળમાં સૌભાગ્યચંદ્રક પણ કરી દેતી. ત્યાર પછી ઘડીભર દેરાણીના ચહેરા સામે એકી નજરે જોઈ રહેતી. પછી નણંદને બોલાવીને કહેતી: "જુઓ બહેન, જુઓ."

માતંગિની ઉદાસ ભાવે કહેતી: "તમે જુઓ ભાભી, હું તો એને નાનપણથી જોતી આવી છું."

આ ઉત્તરથી જરા ચિડાઈને મોટી ભાભી કહેતી: "તમે તો લોહી માંસનાં માણુસ નથી, પથ્થરનાં છો!"

નણંદે ઉત્તર વાળ્યો: "પથ્થરના ન હોઉં તો સંસારના પડછાયા સામે ટકી શકું કેવી રીતે?"

"ધન્ય છે તમને! શું તમારા મનમાં જરા જેટલીયે હોંસ નથી?"

"નથી, એથી શું કરું? કહો. હું તો ભગવાન પાસે માગું છું કે તમારી આવી હોંસ અને તમારા મોઢાનું આવું હાસ્ય જોતી જોતી હું વિદાય લઉં."

"બહેન, તમે તો ભારે છો!"

માતંગિનીના હૃદયમાં હોંસ કે આશા નહોતી, એમ નહોતું. પરંતુ મોટી ભાભીની માફક એવી પ્રકૃતિ લાગણીપ્રધાન નહોતી. તે પ્રત્યેક વાતને કંઈક ગંભીરભાવે વિચારતી. તેણે જ પ્રયત્ન કરીને ગણેશનાં લગ્ન મહામાયા સાથે કરાવ્યાં હતાં; પણ એ સમયે મહામાયા બાલિકા હતી. આ કંઈ વધુ સમય પહેલાંનો પ્રસંગ નહોતો, લગભગ દોઢેક વર્ષ વીત્યું હશે. પરંતુ આ દોઢ વર્ષમાં તો માતંગિનીએ મહામાયાના ચહેરા પર આશ્ચર્યકારક પરિવર્તન નિહાળ્યું. દોઢ વર્ષ પહેલાં મહામાયાના ચહેરા પર જે સરળતા જોઇને તે

મુગ્ધ બની હતી, તે સરળતા આજે અદૃશ્ય થઈ છે, એના બદલે એવી ગંભીરતા આવી વસી છે કે જાણે મહામાયાનું સુંદર વદન કંઈક વિચિત્ર બની ગયું છે. નિસ્તારિણી દેરાણીને કેવી રીતે સુંદર માની શકતી હશે? સંસારમાં ઠોકરો ખાધા વગર કશું સમજી શકાતું નથી; તેમાંય માણુસને પારખવું તો ખૂબ મુશ્કેલ છે. માતંગિનીએ ઠોકર ખાધી છે, તેથી નિસ્તારિણી કરતાં એનામાં મનુષ્ય પારખવાની શક્તિ વધારે છે.

માતંગિની ધારી ધારીને જોતી. મોટી ભાભીનો હૃદયભરપૂર પ્રેમ જાણે મહામાયાને પ્રસન્ન કરી શકતો નથી. મહામાયા જાણે એ પ્રેમ સ્વીકારી શકતી નથી. મોટી ભાભીની અકૃત્રિમ કુદરતી મમતાથી જાણે એના ચહેરા પર તૃપ્તિનું મધુર હાસ્ય ખીલી શકતું નથી. જાણે એ હાસ્ય ખીલતાં ખીલતાં એકાએક અલોપ થઈ જાય છે. માતંગિનીએ આ જોયું. જોઈને તે ભય પામી.

એક દિવસ તેણે એકાંતમાં મહામાયાને બોલાવીને કહ્યું: "જો નાની વહુ, મોટી ભાભી તારા પર પેટની દિકરી જેવી મમતા રાખે છે, પરંતુ તું... "

મહામાયાએ વ્યસ્તભાવે કહ્યું: "કેમ બહેન, મેં શું કર્યું છે? મોટી ભાભી કશું બોલ્યાં છે?"

માતંગિનીએ કહ્યું: "ના, તે કશું બોલ્યાં નથી, કશું કહે એવી તે બાઈ જ નથી; છતાં પણ તું ખૂબ સમજી વિચારીને ચાલજે."

મહામાયાએ જરા આકળા અવાજે કહ્યું: "હું તો ખૂબ સાવધ રહીને ચાલું છું, બહેન! તમે શું મારી રીતભાતમાં કોઈ પ્રકારનો દોષ જોયો છે?"

માતંગિનીએ જોયું, કે પોતાનો ભય ખોટો નથી. તે ઠાકુરમંદિરમાં માથું પછાડીને પ્રાર્થના કરવા લાગી: "હે હરિ, હે રઘુનાથ! સંસારને સાચવજો, પ્રભુ!"

પણ નિસ્તારિણી આમ ઊંડા પાણીમાં ઊતરતી નહિ. નાની વહુને લઈને તે આમોદ-પ્રમોદમાં દિવસો વિતાવવા લાગી અને નાની વહુના કયા અંગ પર કેવાં ઘરેણાં પહેરાવવાથી એની શોભા વધે, એ બાબતની ચર્ચા સ્વામી સાથે કરવા લાગી.

નાની વહુના મનોહર વાળ અને ચહેરો સુંદર. પણ વાળને શોભાવે એવાં બે ફૂલની ખામી હતી. નિસ્તારિણીએ સોનાનાં બે ફૂલ કરાવવા માટે સ્વામીને પકડયા. પરંતુ મુરલીએ કહ્યું: "મારી સ્થિતિ તો તું જુએ છે, માંડ માંડ સંસારનો બોજ ખેંચું છું. આવા સમયમાં હું ઘરેણાંગાંઠાં કયાંથી લાવું તે તું જ કહે ?"

નિસ્તારિણીએ કહ્યું: "પણ બે ફૂલ વગર માથું શોભતું નથી."

"પણ મારામાં ફૂલ કરાવવાની શક્તિ નથી. તારાથી બને તો કરાવીને આપ."

"સારું, હું જ આપીશ, પણ તમે કશું બોલશો તો નહિ ને ?"

"ના, જો કરજ નહિ કર્યું હોય તો."

થોડા દિવસ પછી નિસ્તારિણીએ સોનાનાં બે ફૂલ સ્વામીને દેખાડયાં.

મુરલીએ કહ્યું: "સરસ થયાં છે. પરંતુ એ કેવી રીતે કરાવ્યાં ?"

મૃદુ હાસ્યસહ નિસ્તારિણી બોલી: "તમે જ કહો જોઉં..."

"તારાં એરિંગ ભંગાવીને."

"ઊંહું."

"તો પછી માદળિયા...ના, એ તો ગીરવી મૂકયું છે."

"બચુના કાનની બે વાળીઓ અને ગળાનું ચકતું ભંગાવીને."

વિસ્મયથી મુરલીની આંખો ફાટી ગઈ. તેણે ફાટી આંખે પત્ની સામે જોઈ કઠોર અવાજે કહ્યું: "નિતુ...?"

નિસ્તારિણીએ ગભરાટમાં નીચું જોઈ કહ્યું: "શું છે ?"

પરંતુ મુરલી કશું બોલ્યો નહિ. નિસ્તારિણીએ સ્વામીને શંકાભર્યા અવાજે કહ્યું: "શું મારાથી કોઇ અન્યાય થઇ ગયો છે ?"

મુરલી હળવું હસ્યો. સ્વામીના વદન પર હાસ્ય જોઈને મોટી વહુના દેહમાં જાણે પ્રાણ આવ્યો. તે હસતાં હસતાં બોલી: "પ્રભુની દયા! મેં તો જાણ્યું કે તમે રોષે ભરાયા છો."

"ના." કહીને મુરલી ચૂપ રહ્યો.

"શું વિચારો છો ?" પત્નીએ પ્રશ્ન કર્યો.

"વિચારું છું...ના...કશું નહિ."

સ્વામીનો હાથ પકડી આંખ સામે આંખ ઠેરવી નિસ્તારિણી બોલીઃ "મને નહિ કહો ?"

હસીને મુરલી બોલ્યોઃ "વિચારું છું, સંસારનાં બધાં માણસો જો તારા જેવાં હોત, નિતુ..."

"તો શું થાત ?"

"તો...તો સંસાર એક પાગલખાનું...અથવા એવું જ કંઈક બની જાત."

"દૂર .." કહી સ્વામીના હાથમાંથી બંને ફૂલ લઈને નિસ્તારિણી ચાલી ગઈ. મુરલી પ્રફુલ્લ નજરે એના જવાના રસ્તા સામે જોઈ રહ્યો.



[૬]

ગણેશનો અભ્યાસ ચાલવા લાગ્યો. બીજે વર્ષે તે મેટ્રીકમાં પાસ થયો. મુરલીએ એક સમારંભ કરીને ગ્રામદેવી વિશાલાક્ષીને પૂજા આપી. બે પાંચ સંબંધીઓને પણ જમાડયા. હવે પછી ગણેશે શું કરવું, એ પ્રશ્ન સૌની ચિંતાનો વિષય થઈ પડયો. એક વાર વાત થઈ કે ગણેશને કલકત્તામાં રાખી વધુ અભ્યાસ કરાવવો. પણ એ તો ઘણા પૈસા ખરચવાનું કામ. મુરલી એટલા પૈસા કયાંથી મેળવી શકે? ગણેશના સસરાએ આવીને વાત મૂકી: "ગણેશને મુખત્યારી ભણાવો, આજકાલ મુખત્યારીમાં ઠીક પૈસા મળે છે."

પણ આ વાત મુરલીને ન ગમી. તેણે કહ્યું: "આટલું ભણ્યા પછી છેવટે અસત્યનો ધંધો શરુ કરવો?"

ગણેશના સસરાએ કહ્યું: "ઘરમાં બે પૈસા ભેગા કરવા હોય તો અસત્ય સિવાય બીજો કોઇ ઉપાય નથી. તમે દુકાનદારી કરો છો, એમાં શું અસત્ય નથી આચરવું પડતું?"

મુરલી નિરુત્તર રહ્યો.

નિસ્તારિણીએ આ વાત સાંભળીને કહ્યું: "ગણેશના સસરા સાચું કહે છે. એમ થશે તો બે પૈસા પામી શકશે."

મુરલીએ કહ્યું: "પણ ભણાવવા જતાં હાલ તુરત પૈસા જોઈએ તેનું શું? કાઢવા કયાંથી?"

"એની ચિંતા તમારે ન કરવી. હું દરદાગીના, ઠામવાસણ વેચીને પણ આપીશ."

પરંતુ આ યોજનામાં ગણેશ સંમત ન થયો. નિસ્તારિણીએ ઘણું યે કહ્યું; છેવટે મુરલી પણ બધાના વિચારોને મળતો થયો, પણ ગણેશે કોઈની વાત ન માની. અને પોતાની અસંમતિનું કારણ શું છે, એ પણ કોઈને ન જણાવ્યું. નિસ્તારિણી ગણેશ પર ખૂબ રોષે ભરાઈ. ગણેશ પણ ભયનો માર્યો કેટલાક દિવસ સુધી ભાભી પાસે આવ્યો નહિ. છેવટે મુરલીએ વચ્ચે પડીને સમાધાન કરાવ્યું.

એક દિવસે મહામાયાએ ગણેશને પૂછ્યું: "તમે મુખત્યારીનો અભ્યાસ કેમ નથી કરતા ?"

"ભણવાના પૈસા કયાં છે ?"

"મોટી ભાભી પૈસા આપવાનું તો કહે છે."

"દાગીના અને ઠામ–વાસણ વેચીને ને ?"

"વેચે કે રાખે, તમારે એ બધી પંચાત શા માટે કરવી જોઈએ ?" મહામાયા સ્વામી સામે જોઈ રહી.

ગણેશે કહ્યું: "હું બધું સમજું છું, એ મારાં ભાભી છે."

મોઢું ચઢાવીને મહામાયા બોલી: "ઓહ !"

ગણેશે મોઢું ફેરવી લીધું. જરા હસીને મહામાયા બોલી: "તમે જૂઠું નથી બોલતા ખરું ને ?"

"મેં વળી કયારે જૂઠું કહ્યું છે ?"

"હમણાં ન કહ્યું કે ભાભીની વસ્તુઓ વેંચાય એટલા ખાતર ભણવું નથી."

ગણેશે તીવ્ર નજરે પત્ની સામે જેયું. મહામાયા બોલી: "કેમ, બરોબર છે ને ?"

ગણેશ ચૂપ રહ્યો. મહામાયા બોલી: "હવે હું ખરી વાત કહું ?"

હળવા કુતૂહલપૂર્વક ગણેશે કહ્યું: "હા, કહે."

મહામાયા બોલી: "ખરી વાત તો એ છે કે મારા બાપુએ આ વાત મૂકી હતી માટે જ......"

ગણેશ બેઠો હતો તે એકદમ ઊભો થઇ ગયો અને તેણે પત્નીના મુખ

આડો હાથ મૂકી દીધો. મહામાયા જરા સરકીને મંદમંદ હસવા લાગી. એ કેવું તીવ્ર કટાક્ષભર્યું હાસ્ય હતું! ગણેશ પાછો બિછાના પર બેસી ગયો. મહામાયા બોલી: "તમે નહિ ભણો તો બાપુને બધી રીતે દુઃખ થશે. શું મારા બાપુએ ખોટી સલાહ આપી હતી ?"

"તું હજી બાળક છે, તને આવી વાતમાં ખબર ન પડે."

મહામાયા બોલી: "હું બાળક છું તે ન સમજું, તમે તો મોટા છો ને! હવે શું કરશો ?"

"જે થશે તે."

"થશે શું બીજું, બેઠા બેઠા ભાઈના રોટલા ખાશો!"

"ભાઈના રોટલા ખાવા એ કંઈ દોષ નથી."

"ના, એ તો બહાદૂરી છે!" મહામાયાએ વ્યંગમાં કહ્યું.

ગણેશે કહ્યું: "આવડી ઉમ્મરે તારી જીભમાં આટલું વિષ ક્યાંથી આવી વસ્યું ?"

"સાચી વાત કોઈ દિવસ કોઈને મીઠી નથી લાગતી."

ગણેશે કહ્યું: "તારી સાચી વાત તારી પાસે સાચવી રાખ, હું જાઉં છું."

ગણેશ ઊભો થયો, મહામાયાએ તરત સ્વામીનો હાથ પકડી લીધો. ગણેશે તીવ્ર અવાજે કહ્યું: "છોડી દે."

ધીમું હાસ્ય હસતાં મહામાયા બોલી: "જો ન છોડું તો ?"

"આંચકો મારીને છોડાવી લઈશ."

"તો હું ભાભીને કહી દઈશ."

"હું ભાભીથી ડરતો નથી."

"એ તો હું જાણું છું; ભાભીને જોતાં જ પગ ધ્રૂજવા માંડે છે." મહામાયાના હોઠ પર કટાક્ષભર્યું તીવ્ર હાસ્ય રમવા લાગ્યું. ગણેશ હવે વધુ વાર સહન કરી શક્યો નહિ. આંચકો મારીને એણે હાથ છોડાવી લીધો. મહામાયા આ આંચકાનો વેગ સહી શકી નહિ—ઢળી પડી. એનું કપાળ કમાડ સાથે અથડાયું. કપાળ પર હાથ દબાવીને તે બેસી રહી. પરંતુ ગણેશે એ તરફ જોયું પણ નહિ.

સ્વામી-સ્ત્રીની વાતો નિસ્તારિણીના કાન સુધી ન જવા છતાં યે મહામાયાના કપાળ પરનું ઢીમણું છૂપું ન રહી શક્યું. મહામાયાએ આડકતરી રીતે નિસ્તારિણીને એ જણાવ્યું. સાંભળીને નિસ્તારિણી ક્રોધથી સળગી ઊઠી. ગણેશને બોલાવી એણે કહ્યું: "કેમ ગણેશભાઈ, નાની વહુને મારી હતી?"

"ના."

"તો એના કપાળમાં ઢીમણું ક્યાંથી થયું?"

"કદાચ પડી ગઈ હશે."

"પોતાના હાથે પડી ગઈ છે કે તમે પાડી છે?"

ગણેશે જોયું તો થોડે દૂર ખૂણામાં ઊભી ઊભી મહામાયા હોઠ દબાવીને હસતી હતી.

ગણેશ બોલ્યો: "હા, મેં જ ધક્કો મારીને પાડી હતી."

"શા માટે?"

"મારી મરજી."

નિસ્તારિણીએ ગર્જના કરતાં કહ્યું: "શું બોલ્યા?"

ગણેશે જોયું તો મહામાયાના રાતા હોઠ પર નાચતા મૃદુ હાસ્ય વચ્ચે તીવ્ર જ્વાળા સળગી રહી છે. નિસ્તારિણી માફક તે પણ ચડચા અવાજે બોલી ઊઠયો: "કહું છું, મારી મરજી."

નિસ્તારિણીએ રોષથી બૂમ પાડી ઊઠતાં કહ્યું: "ગણેશ!"

ગણેશે તીક્ષ્ણ અવાજે કહ્યું: "જુઓ ભાભી, હું તમને ચેતવી દઉં છું કે તમે આ બધી વાતોમાં વચ્ચે ન આવશો."

ગણેશ ઊભો ન રહ્યો, ઉતાવળે પગલે એ ચાલ્યો ગયો. નિસ્તારિણી દબાયેલા શ્વાસે થાંભલા માફક ઊભી રહી.

ગણેશની વાત અને રીતભાતથી નિસ્તારિણી વિસ્મિત થઈ, પણ આવો વ્યવહાર દાખવવાનું કારણ શું હશે તે સમજાયું નહિ. ગણેશે પણ એ વાત સમજાવી નહિ. ઘરમાં અગ્નિ પ્રગટયો, પણ એ અગ્નિ કોણે પ્રગટાવ્યો તે નિસ્તારિણી જોઈ શકી નહિ. તે કેવળ શંકિત-સ્તબ્ધ નજરે પ્રજ્વલિત અગ્નિ સામે જોઈ રહી.



## [૭]

હરીશ હલદરે મુરલીને સંબોધન કરતાં કહ્યું: "અરે મુરલી, શું ગણેશને નોકરી મળી?"

હસીને મુરલી બોલ્યો: "હા કાકા, ગાંપુરની શાળામાં શિક્ષકની જગ્યા મળી છે."

"પગાર કેટલો છે?"

"આપ જેવાના આશીર્વાદથી બાવીસ રૂપિયા મળે છે."

વિશાળ ઉદર પર હાથ ફેરવતાં ફેરવતાં હલદર મહાશય બોલ્યા: "સારું સારું; હં, તે પગારના રૂપિયા તો તારા જ હાથમાં મૂકે છે ને?"

મુરલીએ અવાક્ થઈને હલદર મહાશયના મોઢા સામે જોયું. તેણે કહ્યું: "મારા હાથમાં ન આપે તો બીજા કોના હાથમાં આપે, કાકા?"

દુકાનની સામે પડેલા દેવદારના ખોખા પર આસન ગ્રહણ કરીને હલદર મહાશય બોલ્યા: "આપવાનાં તો ઘણાં ઠેકાણાં છે ભાઈ, ઘણાં ઠેકાણાં છે. તું સાવ ભોળા સ્વભાવનો છે એટલે આજના માણસનું મન ન પારખી શકે. આ તો ઘોર કળિયુગ છે. આ કાળમાં એક માના પેટે જન્મેલા ભાઈ પણ પોતાના નથી થતા."

મુરલીએ આ વાત પર ધ્યાન ન આપતાં હુક્કો ભરવા માંડયો. હલદર મહાશય બોલવા લાગ્યા: "મારા જ ઘરમાં જોને! ખવરાવી પહેરાવી માણસ બનાવ્યો, ત્યાર પછી જરા પાંખો આવી ત્યાં તો એ પોતાના રસ્તે જઈ બેઠો. અત્યારે ભાઈ કહીને સામું પણ નથી જોતો! કોઈ પણ જાતની તંગી કે મુશ્કેલી વગર ખાય-પીએ છે. છતાં ભાઈ જીવે છે કે નહિ એની પણ એ ખબર નથી રાખતો. ભલે ન રાખે, એ સુખી રહે, મને રડાવીને પણ ભલે

એ સુખી રહે. હું પણ ક્યાં અટકી બેઠો છું! સુખે રામ દુઃખે રામ ચાલ્યા જાય છે. જવા દે, તારાશિવસુન્દરી! મા, તારો આશરો ખરો છે!"

હલદર મહાશયના દુઃખની કથની સાંભળીને મુરલીએ જરા પણ વેદના ન દર્શાવી; બલ્કે મોઢું ફેરવીને તે હસ્યો. શા માટે નહિ, તે જાણતો હતો, કે હલદર મહાશય ભાઈની વિરુદ્ધ જે કંઈ કહે છે તે મૂળ વાતથી સાવ જુદું છે, અસત્ય જ છે. નાના ભાઈ ગિરીશે એમને જરાયે દગો નથી દીધો, એમણે જ નાના ભાઈને દગો દીધો છે. આ વાત એકલો મુરલી નહિ, પણ આખું ગામ જાણતું હતું. પણ શાપ–સંપાતનભયથી કોઈ આ વાત હલદર મહાશયને કહેતું નહિ. એમની ગેરહાજરીમાં આ પ્રસંગની અનેક ચર્ચાઓ થતી.

તારિણી હલદરનું જ્યારે અવસાન થયું, ત્યારે ગિરીશ નાનો હતો. કલકત્તામાં માસીને ત્યાં રહીને એ અભ્યાસ કરતો. ગામનાં બધાં માણસો જાણતાં કે વૃદ્ધ તારિણી હલદરના હાથમાં કંઈક છે. ઘરેણાંગાંઠાં ગીરવી રાખીને લોકોને એ પૈસાની ધીરધાર કરતા હતા, પરંતુ તારિણી હલદરના મૃત્યુ પછી મોટા છોકરા હરીશે જ્યારે પિતાના અગ્નિસંસ્કાર માટે લોકો સામે હાથ પાથર્યા, ત્યારે લોકો આશ્ચર્ય પામ્યા વગર રહી શક્યા નહિ. પિતાનો અગ્નિસંસ્કાર પતાવીને હરીશે પડોશીઓની રૂબરૂમાં પૈતૃક પેટી ઉઘાડી, પેટીમાં દસ દિવસ સુધી સંસાર નભાવી શકાય એટલા પણ પૈસા નહોતા. થોડાક બિનજરૂરી કાગળો અને એકાદ રૂપિયાનું પરચુરણ હતું. પડોશીઓએ પરસ્પર વિસ્મયભરી નજરે આંખો ઠેરવી.

ગામમાં યજમાન–શિષ્યનો તોટો નહોતો. તેઓની સહાયથી શ્રાદ્ધકાર્ય પૂરું કરવામાં આવ્યું, છતાં પણ થોડું દેવું થયું. હરીશે ઘણી મુશ્કેલીએ એ દેવું ચૂકવ્યું.

ત્યાર પછી ગિરીશ જે વર્ષે મેટ્રીકની પરીક્ષા આપવા તૈયારી કરતો હતો, તે વર્ષે હરીશે નાના ભાઈની અનિચ્છા અને વિરોધ હોવા છતાં પણ પરીક્ષાના ત્રણ માસ અગાઉ એનાં લગ્ન કરી નાખ્યાં. લગ્નમાં જે કંઈ પૈસા મેળવ્યા, તેના વડે એણે પોતાની કન્યાને પરણાવી દીધી. એટલે

ગિરીશની વહુ પાસે પિયેરથી મળેલી એક જોડી હાથની બંગડીઓ સિવાય કશું રહ્યું નહિ. થોડા દિવસો પછી એ બંગડીઓ પણ ચાલી ગઈ. હરીશે એ બંગડીઓ ભંગાવીને દીકરી માટે એક કંઠી કરાવી અને ગમે તેમ કરીને કુટુંબની આબરૂ સાચવી. ગિરીશની વહુના હાથમાં કાચની બંગડીઓ આવી પડી.

પોતાના લગ્નમાં અને મોટા ભાઈની પુત્રીના લગ્નમાં લગભગ દોઢ મહિનો વીતી ગયો. એટલે પરીક્ષા આપવા છતાં પણ ગિરીશ એ વર્ષે મેટ્રીકમાં પાસ ન થઈ શક્યો. તેણે ફરી વાર અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ હરીશે સમજાવ્યું કે અમંગળ ઘડીએ આવેલી નાની વહુના કારણે એ પાસ થઈ શકશે નહિ, એટલે એ આશા છોડીને પૈસા કમાવામાં મન પરોવવું જોઇએ. મોટાભાઇનો આ ઉપદેશ સાંભળીને ગિરીશ નછૂટકે શાળાનો ત્યાગ કરી એક પેઢીમાં પંદર રૂપિયાના પગારે દાખલ થઇ ગયો.

પંદર રૂપિયામાં માંડ બે પેટ ભરી શકાય. અને જ્યારે ગિરીશને ત્યાં એક બાળક અવતર્યું, ત્યારે હરીશે નાના ભાઇને બોલાવી સ્પષ્ટ અને મીઠા અવાજે કહ્યું: “ભાઇ, આટલા સમયથી હું સંસારનો ઢસરડો ખેંચતો આવ્યો છું, હવે મારું શરીર ચાલતું નથી. હવે તો સહુએ પોતપોતાનું સંભાળી લેવું જોઈએ. મારી ઉમ્મર પણ વધતી ચાલી છે......”

નછૂટકે ગિરીશને જુદા થવું પડ્યું. લોકો કહેવા માંડયા: “જોયું, ગિરીશ બે પૈસા કમાતાં શીખ્યો એટલે મોટા ભાઇથી જુદો થઈ ગયો. આ શું એનો ધર્મ છે? ગિરીશે અધર્મ કરવા છતાં પણ હરીશે અધર્મ ન કર્યો. તેણે ઘરબાર, ઠામવાસણ વગેરે બધાનો અડધોઅડધ ભાગ પાડી દીધો. ત્યાર પછી યજમાનનો પ્રશ્ન ઊભો થતાં હરીશે રડતાં રડતાં નાના ભાઈને કહ્યું: “ભાઈ, તારે તો નોકરીનો આશ્રય છે, પરંતુ અમે આવતી કાલે શું ખાઇશું? જો યજમાનના પણ ભાગ પાડીશ તો મારે આટલી ઉમ્મરે અપવાસ કરવા પડશે.”

મોટા ભાઈના કરુણ કથનથી ગિરીશનું હૃદય દ્રવી ઊઠયું, તેણે યજમાન પરનો પોતાનો હક્ક છોડી દીધો.

નાની વહુએ સ્વામીને કહ્યું: " બાપદાદાના યજમાનો પણ છોડી દીધા ? "

ગિરીશે પત્નીને સમજાવતાં કહ્યું: " મારે કેટલી દિશાઓ સંભાળવી ? યજમાન રાખવા જઈશ તો નોકરી નહિ રહે."

અને હરીશ લોકો સામે કહેતો: "ગિરીશને ધર્મકર્મનું ભાન હોય તો યજમાન રાખે ને ! એને તો આચમન કરતાં પણ આવડતું નથી. હતભાગીને મેં ઘણી યે વાર કહ્યું હતું કે ' ભાઈ, મારી પાસે રહીને ક્રિયાકાંડ શીખી લે.' પણ શું એ તે માણસ છે ? હલકા ઘરની બાયડીએ શું એને માણસના લેખામાં પણ રાખ્યો છે ? "

ચાર–પાંચ વર્ષે ગિરીશનો પગાર પંદરનો વીસ થયો ખરો, પણ ત્યારે પોતાના પર આધાર રાખનારાંઓની સંખ્યામાં બેત્રણનો વધારો થઈ ગયો હતો એટલે જે રીતે દુ:ખી દિવસો જતા હતા, તે રીતે જવા લાગ્યા. એનું કષ્ટ જોઈને યજમાનો કહેતા: "ગિરીશભાઈ, માત્ર નોકરી પર ભરોસો ન રખાય; યજમાનોને પણ સાચવવા જોઈએ."

ગિરીશ કહેતો: " હું એ કંઈ જાણુતો નથી."

યજમાનો કહેતા: " એમાં ન જાણવા જેવું શું છે ? તમે બ્રાહ્મણના બાળક છો; એક ફૂલ મૂકી જશો તો પણ ચાલશે."

ગિરીશ માથું નમાવી ઉત્તર આપતો: " એ કાર્ય મારાથી થઈ શકે એમ નથી."

યજમાનો પાસેથી ગિરીશનો આવો ઉત્તર સાંભળીને હરીશ કહેતો: " તમે પણ અજબ છો ! એને શી વાતની ખોટ હતી ? દર મહિને મુઠ્ઠી ભરીને રૂપિયા લઈ આવે છે, પણ કોઈ દિવસ ભાઈના હાથમાં એક પૈસો પણ પરખાવ્યો નથી. અરે, બાળકોના હાથમાં પણ કોઈ દિવસ સારી ચીજ મૂકી નથી ! મારાં તો હાડેહાડ સળગી રહ્યાં છે ! ભલેને મને બાળીને પણ એ સુખી થતો હોય તો ! મારે તો ભગવાન એ જ પરમેશ્વર છે !"

બે હાથ જોડી આકાશ સામે જોઈને હરીશ પોતાની મનોવેદના ભગવાનના ચરણે ધરતો. ભગવાનના કાન સુધી આ મનોવેદના પહોંચતી કે નહિ, એ કહી શકાતું નથી. પરંતુ એના ઉદરનો ઘેરાવો અને ગૃહિણીના

અલંકારની સંખ્યા દિવસે દિવસે જે રીતે વધતી જતી હતી અને ગિરીશનું ઉદર જે રીતે ક્ષીણ થતું જતું હતું, તે પરથી સમજાતું કે હરીશની પ્રાર્થના નિષ્ફળ ગઈ નથી.

હલદર મહાશયની સઘળી વાતથી મુરલી વાકેફ હતો. એટલે કશું ન બોલતાં એ હુક્કો ભરવા લાગ્યો. સાંભળનારનો ઉત્સાહ ન જોતાં હલદર મહાશય આપોઆપ શાંત થઈ ગયા. મુરલીએ હુક્કો તૈયાર કરી હલદર મહાશયના હાથમાં મૂક્યો. હલદરે ધૂમ્રપાન કરતાં કરતાં કહ્યું: "મુરલી, સંભાળીને રહેજે, પારકાનો વિશ્વાસ કરવો સારો, પણ સગા ભાઇનો વિશ્વાસ કરવો સારો નથી."

મુરલીએ જરા બેદરકારી દાખવતાં કહ્યું: "ગણેશ એવો નથી, કાકા!"

ધૂમાડાનો ગોટો કાઢી, જરા ઉધરસ ખાઈ હલદર મહાશય દબાયેલા અવાજે બોલ્યા: "સારું સારું, ગણેશ સારો હોય તો ભલે; પણ તું જોઈ લેજે, આ ગરીબ બ્રાહ્મણની વાત સાચી છે કે નહિ. જવા દે, તારાશિવસુંદરી, મા! તારી જેવી ઈચ્છા. લે ત્યારે કંઈ થોડું ઘણું ગાવ"

એક શેર દાળ, એક પાલી મીઠું, દોઢ પાશેર તેલ વગેરે મળી એક રૂપિયાનો માલ લઈ હલદર મહાશય ઊભા થયા અને બોલ્યા: "આ બધું ખાતામાં લખી લેજે, જો ભૂલી જતો નહિ. બધી થઈને સાત વસ્તુઓ છે."

મુરલીએ એના મોઢા સામે જોઈને કહ્યું: "એ તો લખી લઉં છું, પરંતુ આગલો હિસાબ ચોખ્ખો કર્યા વગર હવે નહિ ચાલે, કાકા."

કંઈક બેદરકારીભર્યા અવાજે હલદર મહાશયે પૂછ્યું: "આગળનું શું બાકી છે?"

મુરલીએ ખાતું તપાસી કહ્યું: "લગભગ દસ રૂપિયા. હું આજે સંધ્યાકાળે આવીશ, આગલો હિસાબ ચોખ્ખો કરવો પડશે."

જરા રોષથી હલદર મહાશય બોલ્યા: "ચોખ્ખો કરવો પડશે? કેમ શું હું પૈસા આપવાની ના પાડું છું?"

"ના શા માટે પાડો? પણ હું રહ્યો સામાન્ય દુકાનદાર. મારાથી

બાટલી ઉધારી ન રાખી શકાય. અમારે પણ વ્યવહાર તો સાચવવો જ પડે ને?"

હલદર મહાશયે મુરલીની દુકાનેથી લીધેલી વસ્તુઓનું પોટલું ખભે મૂકતાં વ્યગ્ર ભાવે કહ્યું: "સારું, હું ઘરનાં ઠામવાસણ વેચીને પણ તારા પૈસા આપી દઈશ. આજકાલ તું ખૂબ લાંબીચોડી વાતો કરતાં શીખ્યો લાગે છે! નાનો ભાઈ નોકરી કરે છે ને! સારું, પહેલાં તારા પૈસા ફેંકી દઉં; પછી બીજી વાત."

હલદર મહાશય ક્રોધથી ધખતા ચાલ્યા ગયા. અને મુરલી ચોપડામાં ખાતું માંડવામાં ગુંથાયો



[૮]

"હાં, સાંભળે છે? હું કહું છું, સાંભળે છે?"

ઓરડામાંથી તીવ્ર અવાજનો પડઘો ઊઠ્યો: "સાંભળું છું, મારે કાન છે, તમારી માફક હજી બહેર મારી ગયા નથી."

જણસભાવનું પોટલું ઓસરી પર મૂકતાં હલદર મહાશય બોલ્યા: "એક વાર બહાર તો આવ, ઓરડામાં શું કરી રહી છે?"

પહેલાંની માફક તીવ્ર ઝંકાર સહિત ગૃહિણી બોલી ઉઠી: "ફરાળ કરું છું, સૂઈ રહી છું, બેઠી છું."

મંદ હાસ્યસહ હલદર મહાશય બોલ્યા: "શું ત્રણે કામ એકસાથે કરી રહી છે?"

ખભા પરનો છેડો માથા પર લેતાં લેતાં ગૃહિણીએ ઓરડામાંથી બહાર આવીને કહ્યું: "ના, હું તે શું કંઈ કામ કરું છું; હું તો દિવસ-રાત બેઠી બેઠી ખાઉં છું. એવાં નશીબ લઈને આવી છું કે, ઘડી બે ઘડી શ્વાસ લેવાનો પણ વખત નથી મળતો."

ગૃહિણીના ચહેરા સામે જોઇને હલદર મહાશય આછા હાસ્ય સહિત બોલ્યા: "હં, આ જન્મમાં તેં શિવપૂજા, જપ, તપ વગેરે ખૂબ કરેલાં છે, એટલે આવતા જન્મમાં રાતદિવસ બેઠાં બેઠાં નિ:શ્વાસ જ નાખ્યા કરીશ."

"લ્યો કરો વાત." કહેતી ગૃહિણીએ પોટલું છોડવા માંડ્યું.

હલદર મહાશયે કહ્યું: "સાડાસત્તર આનાની વસ્તુઓ લાવ્યો છું, જરા સંભાળીને ચલાવજે."

મોઢું ઘુરકાવીને રોષપૂર્વક ગૃહિણી બોલીઃ "ના, હું તો બધું ફેંકી દઈશ, કોઇને આપી દઈશ. બહુ મોટી ખરીદી છે ને! પાશેર તેલ, ચપટી મીઠું, મૂઠી દાળ : એને તે શું કરે ?"

જરા ચિડાઇને હલદર મહાશય બોલ્યાઃ "મારું શ્રાદ્ધ!"

મોઢું ફેરવીને ગૃહિણી બોલીઃ "ઓહોહો! વાત તો જો, શ્રાદ્ધ થશે! શ્રાદ્ધ થઈ શકે એવું ઘરમાં રાખ્યું છે ને..."

"જે કંઈ છે, એમાંથી મારું તો શું તારું અને તારા બાપનું પણ શ્રાદ્ધ થઈ શકશે."

માથું હલાવીને ગૃહિણી બોલીઃ "બાપ રે! કેવી રસિકતા શીખ્યા છો! જેમ જેમ મોટા થતા જાઓ છો, તેમ તેમ તો તમારી રસિકતાનું હાંડલું ઊભરાતું જ જાય છે."

હસતાં હસતાં હલદર મહાશય બોલ્યાઃ "તને જોતાં વેંત આપોઆપ મારી રસિકતા ઊભરાઈ જાય છે."

ખભે ફાળિયું મૂકી હલદર મહાશય બહાર જવા તૈયાર થયા. ઓરડામાં નાનો છોકરો ઊંઘી ગયો હતો તે જાગી ઊઠીને રડવા લાગ્યો. ગૃહિણીએ પાછળ નજર કરીને કહ્યુંઃ "વળી પાછા કયાં ચાલ્યા ?"

"ચૂલામાં."

"ત્યાં જાઓ તો તમે પણ નિશ્ચિંત બનો અને હું પણ નિશ્ચિંત થાઉં. જ્યાં જવું હોય ત્યાં થોડી વાર પછી જજો, જરા છોકરાને લ્યો."

"ઈ કામ મારાથી નહિ બને."

ગૃહિણી બોલી : "શાનું થાય ? સારું ત્યારે; હવે ચૂલો કયારે સળગે છે તે જોજો."

"મારા માટે કદાચ નહિ સળગાવે, પણ તારા માટે થોડું જ બંધ રહેવાનું છે !"

હાથમાંની વસ્તુઓ ઓસરીમાં ફેંકીને ગૃહિણીએ ગર્જના કરતાં કહ્યુંઃ "શું હું મારા જ માટે ચૂલો સળગાવું છું ? ભલે, આજથી જો હું તમારા

ઘરનું પાણી પીઉં, તો હું બ્રાહ્મણની દિકરી નહિ–મને કોળીની દિકરી કહેજો."

આટલું કહીને ગૃહિણીએ પગ લાંબા કર્યા; અને ગળગળા અવાજે બોલવા લાગી: "કાળમીંઢ પહાણા જેવાં નસીબ લઈને આવી છું, તે કોઈ દિ, સુખનો છાંટો પણ જોયો નહિ. ઓય મા ! મને દુઃખમાં તરફડતી મૂકીને શા માટે ચાલી ગઈ? તારી લાડકવાઈ દિકરીની ખુવારી એક વાર તો જો..."

વીર રસને બદલે અચાનક કરુણ રસનો આવિર્ભાવ થયેલો નિહાળીને હલદર મહાશય આગળ પગલું ભરી શકયા નહિ. ઓરડામાં બાળક ચીસો પાડી પાડીને રડી રહ્યું હતું. પરંતુ બાળકની મા તો અત્યારે પોતાની સ્વર્ગસ્થ માતાને પોકારી રહી હતી. નછૂટકે હલદર મહાશયે ઓરડામાં જઈ બાળકને તેડયું. બહાર ઓસરીમાં આવી બાળકને છાનું રાખવા માટે તેમણે આંટા મારવા શરુ કર્યા.

એક દસ વરસની છોકરીએ ઘરમાં આવીને સાદ કર્યો: "ભાઈજી!"

હલદર મહાશયે પાછળ ફરી બાલિકાના મુખ સામે જોઈ ગંભીર સ્વરે કહ્યું: "કેમ?"

બાલિકાએ નીચી નજરે ધીરે ધીરે કહ્યું: "શું આપ સિદુ મોડલ પાસેથી મહેસૂલના પૈસા લાવ્યા છો?"

"હા, લાવ્યો છું. તે એને શું થયું છે?"

"માએ કહ્યું છે..."

"શું કહ્યું છે? પૈસા હમણાં જ આપવા પડશે?"

"અમારા ઘરમાં આજે ચોખા નથી."

"કે દિ' હોય છે તે આજ પણ હોય! જન્મોજન્મ હાયહાય રહી, તે અત્યારે શું છે?"

બાલિકાએ સજળ નયને ભાઈજીના ચહેરા સામે જોઈને નજર નીચી કરી. હલદર મહાશય બોલ્યા: "આજ કંઈ નહિ બને, આજ મારા હાથમાં કશું નથી."

બાલિકા ચૂપચાપ ઊભી રહી અને નખ વડે પોતાની ચૂડી ખોતરવા

લાગી. હલદર મહાશયે ઊંચે સાદે કહ્યું: "આજ કશું નહિ બની શકે; આજે જા, છ–સાત દિવસ પછી આવજે."

બાલિકાએ અશ્રુથી દબાયલા અવાજે કહ્યું: "કંઇ નહિ તો માત્ર ચાર આના..."

ત્યાં તો મોટો ઘાંટો પાડીને હલદર મહાશય બોલી ઊઠયાઃ "એક પૈસો પણ નહિ, હજી સાત દિવસ તો થયા નથી; પૈસા લઇને આવ્યો ત્યાં તો તગાદો શરુ થયો, કેમ જાણે હું નાસી જવાનો હતો! ગયે વર્ષે વીરુ ગોવાળ પાસેથી ત્રણ આના લઇને તારા બાપે એક મહિને વાળ્યા હતા; હું પણ ત્રણ માસ પછી આપીશ."

બાલિકાએ હાથ વડે આંખો ચોળતાં ચોળતાં રુદનભર્યા અવાજે કહ્યું: "આજ અમારે ભૂખ્યાં રહેવું પડશે, ભાઇજી!"

રોષથી ભભુકતા ઘાંટે હળદર મહાશય બોલ્યા: "તમે ભૂખ્યાં રહો તેમાં મારે શું? શું હું એક દિવસ ભૂખ્યો રહું તો તમે ખવરાવવાનાં હતાં? અભાગીનાં છોકરાં પણ અભાગિયાં છે, રોતાં રોતાં જ જીવતાં શીખ્યાં છે. જા જા, અત્યારે કશું નહિ બને."

રડતી રડતી બાલિકા ચાલી ગઇ. બાલિકાના આગમનની સાથે જ ગૃહિણીનો માતૃશોક અલોપ થઇ ગયો હતો. હવે તે સ્વસ્થ થઈ હતી, સ્વામી પાસેથી બાળકને લઇને એ બોલી: "બાપ રે, લોકોની બળતરાથી તો હવે જીવી શકાતું નથી. આજ ભૂખ્યાં છીએ, કાલના સાંસા છે; આપણે તો કેમ જાણે રજવાડું ભોગવતાં ન હોઇએ! ભગવાન કરે ને એમ જ થાય–જોઇને દુશ્મનની છાતી ફાટી જાય."

હલદર મહાશય ચૂપચાપ ઓસરીમાં આંટા મારી રહ્યા હતા. ગૃહિણીએ એમને સંબોધન કરતાં કહ્યું: "છોકરીનો ચહેરો કેવો થઈ ગયો છે તે જોયો? હાય રે, અકર્મીનાં બધાંય વાંકાં..."

હલદર મહાશય બોલ્યા: "અને છોકરો પણ કેવો થઈ ગયો છે! હવે જાણે એનામાં રૂપ જ નથી રહ્યું! સુકાઇને દૂબળો થઇ ગયો છે!

ગાલ તો દાંત સાથે ચોંટી ગયા છે, આંખો પણ સાવ ઊંડી ઊતરી ગઈ છે, ગળાનો કાંઠલો જાણે બહાર ઊછળી પડયો છે—જાણે મારો ઘરડો દાદો થઈ ગયો છે! શું એમ ને એમ કાંઈ આમ થાય છે, માત્ર ઈર્ષ્યા! જેના મનમાં ઈર્ષ્યા હોય, પાપ હોય, એનું શું કોઈ દિ' સારું થાય? ભગવાન ઈ પરમેશ્વર છે..."

"અને એની વહુમાં પણ કયાં ઠેકાણું હતું! બિચારાં છોકરાં પણ એવાં થઈ ગયાં છે. અભાગિયાં, ખરેખર અભાગિયાં! શું કરું? એ તરફ જવાનું પણ બંધ કરવું પડયું છે, એનું મોઢું જોતાં પણ પાપ લાગે, એનો પડછાયો લઇએ તો લક્ષ્મી પણ ચાલી જાય!"

જરા હસીને હલદર મહાશય બોલ્યા: "ત્યાં જવાનું બંધ કર્યું. જવા દે, આજ ખીચડી ને બટાટાનું શાક કરજે. ઘરમાં બટાટા તો છે ને?"

ગૃહિણીએ પ્રફુલ્લ સ્વરે કહ્યું: "એ તો છે. તમે માછલી લઈ આવવાનો પ્રયત્ન કરો. માછલીના વેસણ વગર મને ખીચડી ભાવતી નથી."

હલદર મહાશય માછલીની તપાસ માટે બહાર નીકળ્યા. ગૃહિણીએ બાળકને સુવાડી ઉત્સાહ સહિત રસોઇની તૈયારી આદરી.

ત્યારે દિવાલની પાછળના મકાનમાં ગિરીશની સ્ત્રી ઓસરીમાં પડી પડી ભગવાનને કરુણ સ્વરે પોકારી રહી હતી: "ભગવાન, તો ઉપવાસ કરીને દિવસ વિતાવીશ. રાત પણ વિતાવીશ, પરંતુ બાળકોના મોઢામાં હું શું મૂકીશ?"

હાસ્ય અને રુદન એ જ સંસારની બે બાજુઓ છે. પૃથ્વીની એક દિશાએ પ્રકાશથી ભરેલો દિવસ હોય છે ત્યારે બીજી દિશાએ અંધકારથી છવાયલી રાત હોય છે!!

સંસારનું પણ એવું છે, જીવનનું પણ એમ જ છે!

હાસ્ય અને રુદન!

આનંદ અને ક્રંદન!



[૯]

ડેલદર મહાશયના ગયા પછી મુરલી દુકાનની ગાદી પર બેઠો બેઠો વિચારમાં ગરકાવ થઈ ગયો. વિચારમાં ને વિચારમાં એનું મન કંઈક ભારે થઈ ગયું. આમ કેમ થયું, એ મુરલી સમજી શક્યો નહિ, તેમ એના મનની અપ્રસન્નતા પણ દૂર ન થઈ. આષાઢની વાદળઘેરી સંધ્યા વિષાદના બોજ સાથે વ્યાપી રહી હતી, મુરલીના મન ઉપર પણ એ છાયા જાણે પ્રભાવ પાડી ચૂકી હતી. એને કશું સારું ન લાગ્યું, સંધ્યા પછી તરત દુકાન બંધ કરીને તે ઘર તરફ રવાના થયો.

નિસ્તારિણી સંધ્યાદીપક પ્રકટાવીને પુત્રને સુવાડી રહી હતી. સ્વામીને જોતાં જ એ સહાસ્યવદને બોલી ઊઠી: "આજ આટલા વહેલા ?"

હળવું હસીને મુરલી બોલ્યો: "કેમ ન અવાય ?"

"કોઈ દિવસ નહિ એટલે પૂછ્યું."

"તબિયત બરાબર નથી."

નિસ્તારિણીએ એકદમ ઊભા થઈ સ્વામીના કપાળ પર હાથ મૂક્યો. આછું હસીને મુરલી બોલ્યો: "એવું કંઈ નથી. માત્ર મન જરા બગડી ગયું છે."

નિસ્તારિણીને નિરાંત વળી. મુરલીએ પગ ધોઈ, જરા પાણી પી શય્યામાં આડું પડખું કર્યું. નિસ્તારિણી હુક્કો લઈ આવી અને સ્વામીના પગ પાસે બેસી પગચંપી કરવા લાગી. ધીમે રહીને તે બોલી: "હં..."

"શું ?" મુરલી કંઈક વિચારમાં હતો તે એકદમ ચમકીને બોલ્યો. "શું થયું છે ?"

"શેનું ?"

જરા મૌન રહીને નિસ્તારિણીએ પૂછ્યું: "શું વિચારો છો?"

ઉદાસભાવે મુરલી બોલ્યો: "કશું નહિ."

નિસ્તારિણી આગ્રહભરી નજરે સ્વામીના વદન સામે જોઈ રહી. મુરલીએ કહ્યું: "આજ હલદર મહાશય દુકાને આવ્યા હતા."

નિસ્તારિણીએ આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો: "શું એમની સાથે કંઈ ઝઘડો થયો?"

"ના ના, મારી સાથે ઝઘડો શા માટે હોય! પણ એ બ્રાહ્મણ બહુ બૂરો છે, નાના ભાઈનું સર્વસ્વ લૂંટી લીધું અને પાછો શરાફ થઈને ગામમાં કહેતો ફરે છે..."

નિસ્તારિણીએ વચ્ચે જ કહ્યું: "એ ગમે તે બોલે, એ બધા દેવ–બ્રાહ્મણની વાતમાં આપણે શા માટે પડવું?"

મુરલીએ જરા રહીને કહ્યું: "આજ એને ત્યાં ઉઘરાણી જવાનું હતું."

"આજ કંઈ નહિ, કાલ જજો."

મુરલી આંખો મીંચીને પડયો રહ્યો; અને પત્ની એના પગ દબાવતી રહી.

એકાએક મુરલીએ કહ્યું: "નિસ્તાર!"

નિસ્તારિણીએ સ્વામીના વદન સામે જોયું. હસીને મુરલી બોલ્યો: "એક વાત કહું?"

સમ્મતિસૂચક નજરે નિસ્તારિણી સ્વામી સામે જોઈ રહી.

મુરલીએ કહ્યું: "જો ગણેશને જુદો કરું તો?"

નિસ્તારિણીએ મંદ હાસ્ય સહિત સ્વામી સામે નજર સ્થિર કરીને કહ્યું: "સારું, હું એકલી ઘરની રાણી બનીશ. હું રાંધુ ને તમે જમો."

"અને તું?"

"શું હું નહિ જમું?"

"જમી શકીશ?"

"વાહ—શા માટે નહિ? બરાબર જમી શકીશ."

"હં, માની લે કે આપણે જુદાં થયાં છીએ, તું ખૂબ સુખમાં છે. પરંતુ તારી આંખ સામે ગણેશને ખાવા પણ મળતું ન હોય, નાની વહુને

ઉપવાસ કરવા પડતા હોય, ગણેશનાં બાળકો પેટની બળતરામાં......"

નિસ્તારિણીએ એકદમ ઊભી થઇ જઈ સ્વામીના મોઢા પર હાથ દાબીને કહ્યું: " આવું બધું અમંગળ શું બોલો છો ? "

મુરલી હસી પડયો. માતંગિનીએ સાદ કર્યો: "ભાભી, ઓ મોટી ભાભી !"

એકદમ ઓરડા બહાર આવીને નિસ્તારિણીએ ઉત્તર આપ્યો: " શું કહ્યું બહેન ? "

માતંગિનીએ મોટા સાદે કહ્યું: " બીજું શું ! જરા અહીં આવીને જોઇ જાઓ તો..."

" પણ શું થયું છે ? "

" જે થવું જોઈતું હતું તે થયું છે. તપેલી ભરેલું દૂધ ચૂલામાં નાખી દીધું."

" કોણે ? "

" બીજું કોણ હોય ! તમારી લાડકડી દેરાણીએ !"

" બધું ?"

" હા હા, બધું !"

" કદાચ હાથમાંથી તપેલી છટકી ગઈ હશે."

" હાથમાંથી એમ જ શી રીતે છટકે ? આંખમાં જરા ધુમાડો લાગ્યો એટલે ચિડાઈને ચૂલા પર તપેલી પછાડી."

જરા હસીને નિસ્તારિણી બોલી: " નાની વહુ, બહેન શું કહે છે ? "

નાની વહુએ કશો ઉત્તર ન આપ્યો; જેમ ઊભી હતી, તે જ પ્રમાણે એ તો ઊભી રહી. માતંગિની બોલી: " ધન્ય છે તમારી લાડકી દેરાણીને, આવી સ્ત્રી ગરીબ ગૃહસ્થના ઘરમાં શોભતી હશે ? એને તો કોઇ રજવાડું મળવું જોઈતું હતું, રજવાડું ! "

નિસ્તારિણીએ કહ્યું: " તમે જરા ધીરાં થાઓ, બહેન ! "

માતંગિનીએ રોષથી કહ્યું: " હું તો ધીરી જ છું. હવે છોકરો શું ખાશે, એનો કંઈ વિચાર કરો. "

" એ કરું છું " કહીને નિસ્તારિણી ઓરડામાં ગઈ.

મુરલીએ પૂછ્યું: " શું થયું છે ? "

" કશું નહિ, દૂધ ઢોળાઈ ગયું છે. હં, રબારીને ઘેરથી શું અત્યારે દૂધ મળી શકશે ? "

" હા " કહી મુરલી બેઠો થયો અને પહેરણ પહેરીને બોલ્યો: " ફાનસ ને કળશ્યો આપ."

" તમારે શા માટે જવું જોઈએ ? હું ગણેશભાઈને બોલાવું છું."

જરા ગંભીર ભાવે મુરલી બોલ્યો: " એ અત્યારે દોઢ ગાઉથી ચાલ્યો આવીને જરા વિસામો લ્યે છે...શું હું કંઈ શેઠ બની ગયો છું ? "

નિસ્તારિણીએ કશું ન બોલતાં ફાનસ પેટાવી દીધું; મુરલી હાથમાં લોટો અને ફાનસ લઈને દૂધ લેવા ગયો. માતંગિની રસોડામાં બેઠી બેઠી ગજ ગજ ઉછળવા લાગી.

ગણેશે આવીને પૂછ્યું: " મારા ભાઈ અત્યારે ક્યાં ગયા, ભાભી ? "

" રબારીને ઘેર દૂર લેવા."

" તે અત્યારે કેમ ? "

" દૂધની તપેલી લેવા જતાં નાની વહુના હાથથી તપેલીમાંનું દૂધ ઢોળાઈ ગયું હતું..."

" તે દૂધની તપેલી સાચવી લેવા જેટલી પણ એનામાં શક્તિ નથી ? "

" ના, નથી. અચાનક છટકી જાય તો શું થાય ? "

થોડી વાર ચૂપ રહીને ગણેશે કહ્યું: " તો પછી મોટા ભાઇ શા માટે ગયા ? મને મોકલ્યો હોત તો ચાલત. "

મંદ હાસ્ય સહ નિસ્તારિણી બોલી: " તમને મોકલીને તમારા ભાઇ શું નિશ્ચિંત બેસી શકે એવા છે ? "

" ગણેશનું વદન જાણે ગર્વથી પ્રફુલ્લ બની ગયું. તે હસીને બોલ્યો: " પણ એમાં મારા ભાઇને શા માટે દોષ દો છો ભાભી, શું તમે કંઇ ઓછાં છો ? "

" વાહ !" કહી નિસ્તારિણી હસી.

ગણેશે કહ્યું: " પણ ભાભી, હું તમને સોગંદ દઉં છું, તમે એને

જરા ઓછાં લાડ લડાવો."

ત્યાર પછી ગણેશે વધુ પડતાં લાડનાં કેવાં પરિણામ આવે છે, એ વાત ઘણાં ઉદાહરણો સાથે કહી. નિસ્તારિણી હસવું રોકીને સાંભળવા લાગી. ગણેશ પૂરું બોલી રહ્યો ત્યારે નિસ્તારિણી હસી પડી. એણે હસતાં હસતાં કહ્યું: "હેં ગણેશભાઇ, તમે શું નિશાળમાં આવાં જ ભાષણો કરો છો?"

કંઇક બેદરકારી બતાવતાં ગણેશ બોલ્યો: "આ ભાષણ નથી ભાભી, મેં જે કહ્યું છે તે સારા માટે કહ્યું છે."

નિસ્તારિણીએ જરા ચિડાઇને કહ્યું: "જુઓ ગણેશભાઈ, તમે હજી દૂધપીતા બાળક જેવા જ છો, બે–ચાર અંગ્રેજી ભણ્યા એટલે શું મને શિખામણ દેવા આવ્યા છો?"

માતંગિની હવે રહી શકી નહિ. તેણે રસોડામાંથી બહાર આવીને ચડ્યા અવાજે કહ્યું: "જુઓ ભાભી, તમે બધી વાતમાં હઠ પકડો છો. શું ગણેશે ખોટું કહ્યું છે? કોઈ પણ વસ્તુ 'અતિ' યોગ્ય નથી."

ગણેશે માથું નમાવી કહ્યું: "ભાભી, તમે ગમે તેમ માનો, પણ તમે આટલો આદર કરો છો એ સારું નથી. આથી કેવળ એનું જીવન બગડે છે એમ નથી, પરંતુ એનું પરિણામ મારે પણ ભોગવવું પડશે."

ગર્જના કરીને નિસ્તારિણી બોલી: "ઓહ!" ત્યાર પછી મહામાયા સામે જોઈને કર્કશ સ્વરે સાદ કર્યો: "નાની વહુ!"

નાની વહુ નજીક આવીને ઊભી રહી. નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો: "કેમ દૂધ ઢોળાયું?"

નિસ્તારિણીના રોષથી નાની વહુ જાણે જરા પણ ભય પામી ન હોય તેમ બોલી: "પડી ગયું, એમાં હું શું કરું?"

"કેમ, તું ખાતી નથી?"

ગંભીર અવાજે નાની વહુ બોલી: "ના."

રોષથી નિસ્તારિણીનું મોઢું લાલ થઇ ગયું. તેણે નાની વહુના ગાલ પર તમાચો ચડાવી દઈ, ક્રોધભર્યા અવાજે કહ્યું: "હં, જોઉં છું હવે તું કેવી રીતે ખાઈ શકે છે!"

નાની વહુ અંગારા ઝરતી નજરે જેઠાણી સામે જોતી જોતી ચાલી જવા તૈયાર થઇ. નિસ્તારિણીએ એનો હાથ પકડી રોષપૂર્વક કહ્યું: "જાય છે ક્યાં? આજ કાં તો તું નહિ, કાં હું નહિ."

નિસ્તારિણીનો રોષ જોઇ ગણેશ અને માતંગિની જડવત્ ઊભાં રહ્યાં. પરંતુ નાની વહુ જરા પણ ન ગભરાઇ. અગ્નિ વરસતી આંખે નિસ્તારિણી સામે જોઇને તે કઠોર અવાજે બોલી: "હાથ છોડી દો."

નિસ્તારિણીએ એનો હાથ છોડી દઇ ક્રોધથી ધ્રૂજતા અવાજે કહ્યું: "ઓહો, હજી તો ઢીંગલી જેવી નાની છે, ને આટલું તેજ! ભલે, તારું તેજ હું ભાંગું છું. તને હાથથી નહિ મારું, ભાતથી મારીશ. આજ તને જે ખાવાનુ આપે, તે મારું લોહી પીએ."

નિસ્તારિણી રોષથી ધ્રૂજતી ધ્રૂજતી ઓરડામાં ગઇ અને શય્યા પર પડી. ગણેશ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. માતંગિની રસોડામાં દાખલ થઇ.

મુરલી અને ગણેશના જમી રહ્યા પછી માતંગિનીએ નિસ્તારિણીને જમવા બોલાવી. નિસ્તારિણી રસોડામાં આવીને ભાતની થાળી સામે જોઇને બોલી: "નાની વહુના ભાત નથી કાઢયા?"

માતંગિનીએ કશો ઉત્તર ન આપ્યો. નિસ્તારિણીએ ફરી વાર પ્રશ્ન કર્યો: "નાની વહુની થાળી નથી પીરસી?"

માતંગિનીએ ગંભીરતાપૂર્વક કહ્યું: "ના."

"કેમ?"

"મારાથી નહિ પીરસી શકાય."

"કેમ, બ્હેન?"

માતંગિનીએ મોઢું ઊંચું કરી જરા મોટેથી કહ્યું: "ના, હું નહિ આપું. મેં ઘણી વાર લોહી પી લીધું છે ભાભી, પણ તમારું લોહી મારાથી નહિ પી શકાય."

માતંગિનીનો અવાજ ભારે થઇ ગયો. નિસ્તારિણી સમજી કે ગઇ પોતે લોહી પીવાના સોગંદ આપ્યા છે તેથી નણંદ ભાત આપી શકતાં નથી. નિસ્તારિણી જરા હસી અને બોલી: "ક્રોધના આવેશમાં ગમે

તે બોલાઈ ગયું હોય, એથી શું નાની વહુને ઉપવાસ કરાવાય ?"

માતંગિનીએ કહ્યું: "ઉપવાસ કરે કે ગમે તે કરે, હું પ્રાણ જતાં પણ થાળી નહિ પીરસી શકું."

"સારું, હું પીરસું છું. ભાત તો છે ને ?"

"છે." કહીને માતંગિની બહાર ચાલી ગઈ. નાની વહુની થાળી પીરસી· ને નિસ્તારિણી બહાર નીકળી.

ગણેશના ઓરડા પાસે જઈને નિસ્તારિણીએ બૂમ મારી: "નાની વહુ, ઓ નાની વહુ !"

ઘણી હાંકો મારવા છતાં પણ કશો ઉત્તર ન મળ્યો. બારી પાસે જઈ બંધ બારી પર ટકોરો મારીને તે બોલી: "ગણેશભાઈ, ઓ ગણેશભાઈ!"

ગણેશે વિરક્તભાવે ઉત્તર આપ્યો: "કેમ ?"

"નાની વહુને મોકલો તો."

"એ મારાથી નહિ બની શકે."

"તમે તો મારા નાના ભાઈ છો ને ! જરા મોકલો તો, શું આખી રાત બિચારી ભૂખી રહેશે ?"

ગણેશે ઉત્તર આપ્યો: "હા."

"લે, એવું તે બને ? તમે મોકલો, ભાત કાઢી રાખ્યા છે."

"તમે જમી લ્યો, ભાભી."

"એ ભૂખી રહે ને હું જમું ? એવું તે કંઈ થાય !"

જરા ચિડાઇને ગણેશ બોલ્યો: "હા, એમ જ થવું જોઈએ, ભાભી ! તમારે આટલો આદર કરવાની જરૂર નથી."

નિસ્તારિણી જાણે લાકડા જેવી થઇને બારી પાસે ઊભી રહી. ગણેશ તો નાની વહુ પર ચિડાઇને આ પ્રમાણે બોલ્યો હતો, પણ નિસ્તારિણી સમજી કે ગણેશ મારા પર ચિડાયો છે. નાની વહુને તમાચો માર્યો અને જમવા ન દેવાના સોગંદ આપ્યા હતા...એથી જ. નિસ્તારિણી ધીરે ધીરે પોતાના ખંડમાં જઇને સૂઈ રહી. રસોડામાં પડેલી ભાતની બંને થાળીઓ જેમની તેમ જ પડી રહી.



[૧૦]

નૌકા જ્યારે અનુકૂળ પ્રવાહમાં ચાલી જતી હોય, ત્યારે ખલાસી, સુકાની, મુસાફરો વગેરે નિશ્ચિંતપણે ખૂબ આરામ ભોગવતાં હોય છે. પણ કોઈ વખતે પ્રવાહનો વેગ એકાએક પલટાય અને નૌકા ફરી જાય, ત્યારે ભારે ધમાલ થઈ પડે. સુકાની તત્કાળ સુકાન સંભાળી લ્યે, ખલાસીઓ એકદમ સઢ અને હલેસાંની વ્યવસ્થામાં ગુંથાઈ જાય, મુસાફરોમાં વિપદની આશંકાથી ગભરાટ અને કોલાહલ જામી પડે અને નૌકા વધારે હાલકડોલક થઈ જાય.

મુરલી હાજરાના શાંત સંસારમાં એકાએક આવી જ ધમાલ આવી પડી. એ ધમાલથી જાણે બધાં જ ગભરાવા માંડયાં. નિસ્તારિણી નિરાશ થતી સંસારનું સુકાન સંભાળવા ગઈ, મુરલી અને ગણેશ હલેસાં શોધવા લાગ્યા, માતંગિની તો ભારે વિમાસણમાં પડી ગઈ, નાની વહુ ચૂપચાપ બધા રંગ જોવા લાગી, સૌના મનમાં અકળામણ થવા લાગી; પણ સૌથી વધારે અકળામણ તો ગણેશ અનુભવવા લાગ્યો. એ અકળામણ ગણેશ વ્યક્ત કરી શકયો નહિ; માત્ર હૃદય વચ્ચે ન સહી શકાય એવી વ્યથા દબાવીને એ ઘૂમરી ખાવા લાગ્યો. સંસાર એની સામે કડવો ઝેર જેવો થઈ ગયો. આ કડવાશ એક જણથી દૂર થઈ શકત, પણ એ તો હળાહળ વિષ રેડવામાં મશગુલ બનેલ છે.

એ બધાંના ચિત્તમાં જેટલો ગભરાટ હતો તેટલો ગભરાટ નિસ્તારિણીને નહોતો. તે જાણે પોતાનો સઘળો નિઃસ્વાર્થ ભાવ રેડીને પણ આ વિપ્લવ રોકવા મથતી હતી. માતંગિનીએ કહ્યું: “ તમે ગમે તેમ કરો ભાભી, પણ

આપણા સંસારમાં ભંગાણ પડ્યા વગર રહેશે નહિ."

નિસ્તારિણી ચિડાઈને બોલી: "ભલે ભાંગી જતો. ભાંગવાનો પણ મારે છે ને ઘડવાનો પણ મારે છે; હું જો બરાબર રહીશ તો કોણ ભાંગી શકવાનું હતું?"

"તમારે નહિ ભાંગવો પડે ભાભી, જે ભાંગનાર છે તે જ ભાંગશે."

નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો: "કોણ નાની વહુ?"

"મારે નામ દેવાની શી જરૂર! જોશો એટલે ખબર પડશે."

માતંગિની ઉપર ક્રોધભરી નજર ફેંકતી નિસ્તારિણી કઠોર અવાજે બોલી: "જુઓ બહેન, સાચી વાત કહેવામાં શું! તમે બધાં નાની વહુને વિષભરી નજરે જોઇ રહ્યાં છો, તેથી જ એના સ્વભાવમાં પરિવર્તન થયું છે, નહિ તો કાલ સવારની છોકરી આટલું સમજે કયાંથી?"

આટલું કહીને નિસ્તારિણી ઉતાવળે પગલે ચાલી ગઈ. માતંગિની ગભરાયેલા ચહેરે બેઠી બેઠી મનમાં પ્રાર્થના કરવા લાગી: "હે ભગવાન, હે મા કાલી! હું સઘળું સહન કરી શકીશ, પણ મારા ભાઇના સંસારને અખંડ રાખજો."

નિસ્તારિણીએ મહામાયા પાસે જઇને ક્રોધથી ધ્રૂજતા અવાજે કહ્યું: "અરે નાની વહુ!"

એ વખતે નાની વહુ સામે અરીસો રાખીને માથાનો ચોટલો બાંધી રહી હતી. તેણે સેંથો સરખો કરતાં ઉત્તર આપ્યો: "કેમ બહેન?"

"શું તું આપણો સંસાર ભાંગવા ઇચ્છે છે!"

મહામાયા ચમકેલા ચહેરે નિસ્તારિણીના ચહેરા સામે જોઇને જરા ગભરાયેલા અવાજે બોલી: "મેં તો કશું ભાંગ્યું નથી, બહેન! પથ્થરની ખરલ તો કાલે વિશુએ પછાડી હતી."

નિસ્તારિણી હસી પડી અને બોલી: "પથ્થરની ખરલ નહિ, નાદાન! સંસાર! હું તો સંસાર ભાંગવાનું પૂછું છું."

જાણે કશું સમજતી જ ન હોય એવો ભાવ વ્યક્ત કરતાં મહામાયાએ પ્રશ્ન

કર્યો: "એ વળી શું બહેન?"

નિસ્તારિણી હસતાં હસતાં બોલી: "તારું કપાળ!" પછી પોતાના મનથી જ બોલી: "માણસો પણ કેવા છે! આ સ્ત્રી શું સંસાર ભાંગવાની હતી?"

નિસ્તારિણીએ પ્રફુલ્લ નજરે મહામાયાના ચહેરા સામે જોઇને કહ્યું: "તું જાતે ચોટલો ઓળવા બેઠી છે?"

અરીસા સામે નજર રાખીને મહામાયા બોલી: "તમે શિશુને સુવાડતાં હતાં, અને સમય પણ ઘણો થઇ ગયો હતો તેથી..."

"સમય ઠીક પસાર થઈ ગયો છે." કહીને નિસ્તારિણી એની પાસે બેસી ગઈ અને હળવા તિરસ્કારભર્યા અવાજે બોલી: "શું આનું નામ ચોટલો બાંધ્યો કહેવાય? આવડી મોટી થઈ તોય ચોટલો બાંધતાં ન આવડયો! તારું થશે શું! જરા સરખી બેસ, લાવ કાંસકી."

મહામાયાના હાથમાંથી કાંસકી લઇને નિસ્તારિણી ચોટલો ઓળવા બેઠી. ધીમું હાસ્ય હસતાં મહામાયા બોલી: "તમે મને કયાં શીખવા દો છો, બહેન!"

નિસ્તારિણીનો અવાજ પંચમ સુધી ચાલ્યો ગયો, હાથથી ચોટલાનો અંબોડો ખેંચતાં તે રોષભર્યા અવાજે બોલી: "શું બોલી, હું તને શીખવા નથી દેતી? સારું, આ રહ્યો તારો અંબોડો! બાંધ તારા હાથે."

કાંસકી ફેંકીને નિસ્તારિણી ઊભી થઇ ગઈ. ચોટલો ખેંચાવાથી મહામાયાના મોઢામાંથી હળવી ચીસ નીકળી ગઈ હતી, તે તરફ ધ્યાન ન આપતાં નિસ્તારિણી બોલી: "આજે તો તારે જ તારો અંબોડો બાંધવો પડશે. જો સારો નહિ બંધાય તો આજ તું નથી કાં હું નથી."

નિસ્તારિણી ધમધમાટ કરતી ચાલી ગઈ. મહામાયા બંને હાથે આંખો ઢાંકીને બેસી રહી.

નિશાળેથી ઘેર આવીને ગણેશે કપડાં ઉતારતાં ઉતારતાં પત્ની સામે જોઈને પ્રશ્ન કર્યો: "આવી રીતે કેમ બેઠી છે? શું થયું છે?"

મહામાયા એમ ને એમ બેસી રહી. ગણેશે ફરી પ્રશ્ન કર્યો: "શું થયું છે?"

આ વખતે ગણેશનો અવાજ જરા તીખો જણાતો હતો. મહામાયા કશું ન બોલી. માત્ર એના ચહેરા પર કંપ દેખાયો. અસહિષ્ણુભાવે ગણેશે કહ્યું: "શું મોઢામાં જીભ નથી?"

મહામાયાએ આ વખતે મોઢું ઊંચું કરી તીવ્ર નજરે સ્વામી સામે જોયું; અને અભિમાનથી દબાયેલા અવાજે કહ્યું: "મોઢામાં જીભ ક્યાંથી હોય? એકનો માર ખાધો...અને તમને કહું તો..."

મહામાયા વધુ બોલી શકી નહિ, એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. ગણેશે પૂછ્યું: "કોણે માર્યું?"

રડતાં રડતાં મહામાયા બોલી: "જેનાં કાંડાંમાં જોર છે, જેની સામે આખું ઘર બકરી જેવું છે..."

રડતાં રડતાં બોલવા છતાં પણ મહામાયાના શબ્દોમાં પૂરેપૂરી તીવ્રતા હતી. ગણેશે રોષથી ચીસ પાડી ઊઠતાં કહ્યું: "જો, રોજ રોજ મારાથી આ બધું સહન થતું નથી, જો આ રીતે હંમેશ થયા કરશે તો..."

નિસ્તારિણીએ બીજા ઓરડામાંથી પ્રશ્ન કર્યો: "શું થયું છે ગણેશભાઈ?"

"મારું શ્રાદ્ધ!" ગણેશે તીવ્ર સ્વરે ઉત્તર આપ્યો.

નિસ્તારિણીએ કહ્યું: "ત્યારે પછી?"

ઉશ્કેરાયેલા અવાજે ગણેશ બોલ્યો: "ત્યાર પછી બીજું શું? રોજ રોજ આ પ્રમાણે બન્યા કરશે તો હું ઘર છોડીને ચાલ્યો જઇશ. આ બધી ધાંધલ મારાથી સહન થઈ શકતી નથી."

અને ચંપલ પહેરીને ગણેશ બહાર ચાલ્યો ગયો. નિસ્તારિણી પોતાના ઓરડાનું કમાડ પકડીને સ્થિર જડવત્ ઊભી રહી.



[૧૧]

સિદ્ધેશ્વરરાયની બેઠકમાં સારો અડ્ડો જામતો. ત્યાં તમાકુ અને પારકી ચોવટમાં ભાગ્યે જ ખામી રહેતી, એટલે સંધ્યાકાળ પહેલાંથી રાત્રિના એક પ્રહર સુધી લોકોના કલરવથી બેઠક ગાજતી રહેતી. હલદર મહાશયથી માંડીને બિન્દા કોળી સુધીના ઉચ્ચનીચ બધા માણસો ત્યાં આવતા અને હુક્કાના ધુમાડા વચ્ચે પારકી પંચાત કરીને આનંદ મેળવતા. લગભગ દરેક ગામડામાં આવો એકાદ અડ્ડો હોય છે, અને આ અડ્ડામાંથી જે અભિપ્રાય જાહેર થતો તે કોઈ અદાલતના નિર્ણય કરતાં પણ વધુ વજૂદવાળો લેખાતો.

ચંપલ પહેરીને રોષમાં ને રોષમાં ઘરમાંથી નીકળી ગયેલો ગણેશ આ અડ્ડામાં જઈ પહોંચ્યો. હજી વધારે માણસો એકઠાં થયાં નહોતાં, હલદર મહાશય અને નજીકના બેએક પડોશી આવ્યા હતા. ગણેશને જોઇને હલદર મહાશય બોલી ઊઠયાઃ "આવ ભાઈ! આવ, બહુ વહેલો નીકળી ગયો છે? ચહેરા પર આટલી બધી ગંભીરતા શેની છે?"

ગણેશે એક તરફ બેસીને વિરક્ત ભાવે કહ્યુંઃ "ગંભીરતા તો શું, પણ સંસારમાં કોઇ જાતનો સાર નથી, જાણે બળવા સિવાય..."

હલદર મહાશય હસતા હસતા વચ્ચે જ બોલી ઊઠયાઃ "અરે બાપુ, આ તો કલિયુગનો પહેલો પો'ર છે, હજી તો ઘણું ઘણું બાકી છે."

"હું તો જોઉં છું, કે સ્ત્રીઓ જ સંસારની મોટામાં મોટી આપત્તિ છે. સંસારના ભાગલા કરવામાં પણ એ ભારે ઉસ્તાદ હોય છે."

નવીન મંડલના હાથમાંથી હુક્કો લઈને હલદર મહાશય ગંભીર

ભાવે બોલ્યાઃ "એમાં કંઈ બે મત છે જ નહિ. છતાં બધી સ્ત્રીઓ કંઈ એકસરખી હોય છે, એવું પણ નથી. ઘણાને તો અન્યાય અને અત્યાચારની જ્વાળાને કારણે જ જુદા થવું પડે છે."

ગણેશ નીચી નજરે જોઈને બેસી રહ્યો.

હુક્કાનો ગડગડાટ બોલાવતા હલદર મહાશય બોલ્યાઃ "અરે હાં, ગણેશ, તેં કંઇ સાંભળ્યું છે કે નહિ...?"

હલદર મહાશયના ચહેરા સામે ગણેશ જોઈ રહ્યો. હલદર મહાશય બોલ્યાઃ "સાંભળ્યું છે કે મુરલીને માથે પાંચસો–છસોનું દેવું થઈ ગયું છે!"

ગણેશે નીચી નજરે ઉત્તર આપ્યોઃ "હું કશું નથી જાણતો."

"તું તે કયાંથી જાણી શકે? તને જો જણાવ્યું હોત તો વળી દેવું થાત ખરું?"

ગણેશ વિસ્મયપૂર્વક ફાટી આંખે હલદર મહાશય સામે જોઈ રહ્યો. હલદર મહાશય જરા ખોં ખોં કરતા ધીમું હાસ્ય હસતા બોલ્યાઃ "નાનો ભાઈ, સરળ સ્વભાવ, તું કદાચ કશું ન જાણી શકયો હોય, પણ બીજા પાંચ માણસો તો સઘળું જાણે છે! આ તો પચીસ–ત્રીસ વરસની ચાલુ દુકાન છે, લેણાદેણાની ઊંડી રમત તું કયાંથી સમજે?"

ગણેશ વિસ્મય પામતો ચૂપ રહ્યો. હલદર મહાશયે નવીન મંડલના હાથમાં હુક્કો આપતાં કહ્યુંઃ "શું આવું થઈ શકે? શું કહો છો નવીનભાઈ?"

નવીને માત્ર 'હં' કહીને હુક્કો લીધો.

હલદર મહાશયે ગણેશ સામે જોઇને ગંભીર સ્વરે કહ્યું: "તું જરાય ન ગભરાઇશ ગણેશ, અમારા બેઠાં કોઈ પણ માણસ અન્યાય કરીને કોઈને ઠગી નહિ શકે."

ગણેશ ભવાં ચડાવીને ઊભો થયો. એટલે નવીન બોલ્યોઃ "કેમ ઊભો થયો?"

"જરા માથું દુઃખે છે" કહીને ગણેશ એકદમ ચાલ્યો ગયો. હલદર મહાશયે નવીન સામે જોઈને કહ્યુંઃ "છોકરો સાવ રાંક છે!"

એ જ દિવસે દુકાનેથી ઘેર આવીને મુરલીએ પત્નીને કહ્યું: " નિતુ, સઘળું ચાલ્યું ગયું."

નિસ્તારિણીએ કંપતા હૈયે પ્રશ્ન કર્યો: " શું સઘળું ?"

એક ઊંડો નિઃશ્વાસ નાખીને મુરલી બોલ્યો: " સાડાપાંચસો રૂપિયાનું દેવું થઈ ગયું છે, એટલે હવે વેપારીએ માલ આપવો પણ બંધ કર્યો છે."

શંકાગ્રસ્ત નજરે નિસ્તારિણી સ્વામીના વદન સામે જોઈ રહી.

મુરલીએ વ્યથાભર્યા અવાજે કહ્યું: " હવે શું થશે, નિતુ ? "

નિસ્તારિણીએ પોતાનો શંકિત ભાવ છુપાવી સ્વામીને હિંમત આપતાં કહ્યું: " એમાં ભય શા માટે ! શું બધા રૂપિયા એકસામટા આપવાના છે ?"

" હાલ તુરત તો અર્ધા આપું તો ચાલે, પરંતુ એટલા પણ ક્યાંથી લાવવા ? "

લમણે હાથ મૂકીને મુરલી નીચી નજરે જોતો બેસી રહ્યો. નિસ્તારિણીએ કહ્યું: " અર્ધા રૂપિયા આપવાથી ચાલતું હોય તો ગભરાવાની શી જરૂર છે ? મારાં ઘરેણાં, નાની વહુનાં ઘરેણાં વગેરે વેચી નાખવાથી શું અઢીસો રૂપિયા નહિ આવે ? "

" વેચવાં નહિ પડે, ગીરવી મૂકીશું તોપણ એટલા રૂપિયા તો મળી જશે. પરંતુ નિતુ...! "

સ્વામીનો ગંભીર અને વેદનાભર્યો અવાજ સાંભળીને નિસ્તારિણી ચમકી ઊઠી. તેણે એકદમ સ્વામીનો હાથ પકડી લઈ કોમળ કંઠે કહ્યું: " આ શું, આમાં આટલા બધા ગભરાઈ શું જાઓ છો ? દરદાગિના શા કામના છે ? ઈશ્વર વળી સારો દિવસ આપશે, તો ફરીવાર વસાવતાં શી વાર લાગવાની હતી ? "

પત્નીના શાંત સ્થિર વદન સામે જોઈને મુરલી સ્તબ્ધ બની બેસી રહ્યો.

બીજે દિવસે મહામાયાએ નિસ્તારિણીને પ્રશ્ન કર્યો: " હેં બહેન, મારાં ઘરેણાં ક્યાં છે ? "

માતંગિની બાજુમાં બેઠી હતી; તે બોલી: " કેમ ? "

મહામાયાએ માથું નીચું રાખીને કહ્યું: " તમારા ભાઈ કહેતા હતા..."

વિરક્તભાવે માતંગિનીએ પ્રશ્ન કર્યો: " શું કહેતા હતા ?"

જરા ગભરાઇને મહામાયા બોલી: " કહેતા હતા કે, આપણી પાસે ઘરેણાં છે, તો બારે માસ પેટીમાં શા માટે પૂરી રાખવાં ?"

છણકો કરતાં માતંગિનીએ કહ્યું : " પેટીમાં ન રાખે તો કયાં મૂકે ?"

મહામાયા ચૂપચાપ ઊભી રહી. નિસ્તારિણીએ હસીને એના મોઢા સામે જોઇ કહ્યું : " ઘરેણાં પહેરીશ ?"

મહામાયા કંઈ જ બોલી નહિ. નિસ્તારિણી ઊઠીને ઘરમાં ગઈ અને પેટી ઉઘાડી નાની વહુનાં ઘરેણાં કાઢીને બહાર લઈ આવી. એક પછી એક બધાં ઘરેણાં એ મહામાયાને પહેરાવવા લાગી. માતંગિની તીરછી નજરે એ જોઈ રહી.

ઘરેણાં પહેરીને મહામાયા ચાલી ગઈ. માતંગિની રોષભર્યા અવાજે બોલી : " મોટી ભાભી !"

હસતા ચહેરે નિસ્તારિણીએ ઉત્તર આપ્યો : " શું છે બહેન ?"

" ઘરેણાં તો પહેરાવી દીધાં; પણ હવે ?"

" હવે પછી બીજું શું ! બાળક છે, પહેરવાનું મન થયું છે તો ભલે એક વાર પહેરે. કોને ખબર છે કે વખતે ફરી વાર..."

"ગીરવી મૂકયા પછી જો પાછા ન આવી શકે, અને ફરી વાર પહેરવાનો યોગ ન મળે" એમ વિચારતી નિસ્તારિણી વાકય પૂરું ન કરી શકી. માતંગિની એના તરફ તિરસ્કારભરી નજર કરીને મોઢું ફેરવી ગઈ.

રાતે ગણેશે મહામાયા સામે જોઇને પ્રશ્ન કર્યો: " આજ આ બધો શણગાર કયાંથી ?"

સ્વામીના વદન સામે હાસ્યોજ્જ્વલ કટાક્ષ કરતી મહામાયા બોલી: " કેમ, શણગાર ન કરાય ?"

" પણ આટલા દિવસ તો નહોતો કર્યો."

" આજ મોટી ભાભીએ પહેરાવ્યાં."

અખિલ વધુ કંઈ ન બોલ્યો.

એ દિવસ પછી મુરલીએ ઘરેણાં માગ્યાં ત્યારે નિસ્તારિણીએ નાની વહુને બોલાવી. એ વખતે નાની વહુના શરીર પર ઘરેણાં નહોતાં, એની પોતાની પેટીમાં એ પુરાઈ ગયાં હતાં. નિસ્તારિણીએ ઘરેણાં માગ્યાં ત્યારે તે કંઈ જ બોલ્યા ચાલ્યા સિવાય ઊભી રહી. છેવટે નિસ્તારિણીએ જ્યારે મોટેથી માગણી કરી ત્યારે મહામાયા ગંભીર થઇને બોલી: "તમારા દિયરની આજ્ઞા વગર હું નહિ આપી શકું."

આ ઉત્તર સાંભળીને નિસ્તારિણી સજ્જડ થઈ ગઈ. મહામાયા ધીર ગંભીર થઇને પોતાના ઓરડામાં ચાલી ગઈ. માતંગિની ચીસ પાડી ઊઠી: "પેટી તોડીને ઘરેણાં લઈ લ્યો."

નિસ્તારિણીએ નણંદ સામે રોષભરી દૃષ્ટિ કરીને કહ્યું: "તમે આકળાં ન થાઓ, બહેન!"

મુરલીએ ક્રોધયુક્ત ગંભીર અવાજે સાદ કર્યો: "મોટી વહુ!"

નિસ્તારિણી સ્વામીનો હાથ પકડીને પોતાના ઓરડામાં લઈ ગઈ. અંદર જઈ પોતાની પેટી ખોલી પોતાનાં જે ઘરેણાં હતાં તે બહાર કાઢયાં. કાનની વાળીઓ કાઢી, નાકની નથ કાઢી અને એકની એક વીંટી પણ કાઢી. પુત્રનો કંદોરો અને સોનાનો ખોભળાંવાળો ટૂંપિયો પણ કાઢયો. પુત્રના હાથમાં સોનાની પોંચીઓ પહેરાવેલી હતી, એ કાઢવા જતાં શિશુ ચીસ પાડીને રડી પડયો. નિસ્તારિણી એ તરફ જરા પણ ધ્યાન ન આપતાં પોંચીઓ કાઢવા લાગી...પણ પોંચીની ખીલીઓ જરા મજબૂત ભીડાવેલી હતી. મુરલી સ્તબ્ધ નજરે પત્ની સામે જોઈ છાતી પર બંને હાથ મૂકી ઊભો રહ્યો. માતંગિની ચીત્કાર કરીને બોલી ઊઠી: "રાક્ષસી!"

નિસ્તારિણીએ પાછળ ફરી બંને હાથ જોડીને અશ્રુથી ગળગળા કંઠે કહ્યું: "બહેન, તમને બે હાથ જોડીને કહું છું, કે મને ક્ષમા કરો."

નિસ્તારિણી વધુ ન બોલી શકી; આંખ આડો પાલવ દબાવીને એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. મુરલી ધીરગંભીર ભાવે આગળ વધ્યો અને રડી

રહેલા પુત્રના હાથમાંથી ધીમે રહીને પોંચીઓ કાઢવા લાગ્યો.

સંધ્યાસમયે ગણેશ વિશુને તેડવા ગયો, ત્યારે તેના હાથમાં પોંચીઓ ન જોતાં નિસ્તારિણી સામે જોઈને બોલ્યોઃ “વિશુના હાથમાંથી પોંચીઓ ક્યાં ગઈ, ભાભી ?”

નિસ્તારિણીએ કશો ઉત્તર ન આપ્યો. માતંગિની બોલી : “એ તો મારવાડીની દુકાને ચાલી ગઈ.”

ગણેશે આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો : “કેમ ?”

નિસ્તારિણીએ ધીરેથી કહ્યું : “માથા પર બજારનું ભારે દેવું થઈ ગયું હતું, થોડા રૂપિયા ભર્યા વગર માલ મળી શકે તેમ નહોતો.”

“પણ દેવું શાથી થયું ?”

“પાંચસો છસોની ઉઘરાણી થઈ ગઈ છે એટલે...”

“પણ આવી રીતે ઉધાર માલ શા માટે આપવો જોઈએ ?”

નિસ્તારિણીએ કશો ઉત્તર ન આપ્યો. ગણેશે કહ્યું : “તે વિશુની પોંચીઓ પણ વેચ્યા વગર ન ચાલત ?”

નિસ્તારિણીએ કહ્યું : “ત્રણસો રૂપિયાનો સવડ શું સહેલાઇથી થઇ શકે છે ?”

“એનાં ઘરેણાં લીધાં છે કે નહિ ?”

“કોનાં ? નાની વહુનાં ?”

“હા.”

“ના, નથી લીધાં.”

“એમ કેમ ?” ગણેશ ભાભી સામે જોઈ રહ્યો.

નિસ્તારિણી ચૂપ રહી. માતંગિનીથી ન રહેવાયું. તે બોલી ઊઠીઃ “તારી રજા લીધા વગર કેવી રીતે લઈ શકાય ?”

વિસ્મય પામતો ગણેશ બોલ્યોઃ “મારી રજા !” થોડી વાર પછી તે તીવ્ર અવાજે બોલ્યોઃ “ભાભી !”

“કેમ ભાઈ ?”

ગણેશે લાગણીભર્યા અવાજે પ્રશ્ન કર્યો: “ત્યારે તમે તો મને પરાયો જ માનો છો ને?”

નિસ્તારિણીએ કંઈ જ ઉત્તર ન આપ્યો. ગણેશે ઉશ્કેરાયેલા અવાજે કહ્યું: “તો પછી તમારો આ આદર, આ પ્રેમ, આ મમતા એ બધું માત્ર મોઢાનું જ હતું ને?”

નિસ્તારિણીએ તીરછી નજરે દિયર સામે જોઈ આવેગથી દબાયેલા અવાજે કહ્યું: “માફ કરો ગણેશભાઈ, દાઝયા ઉપર ડામ ન દેશો, હું સ્ત્રી માણસ છું.”

ગણેશે વ્યથાથી ઉપજેલા રોષભર્યા અવાજે કહ્યું: “ખરેખર, તમે સ્ત્રી જ છો, અને તમારા જેવી સ્ત્રીઓ જ સંસારના ટૂકડે ટૂકડા કરી નાખે છે.”

ગણેશ ઉતાવળે પગલે ચાલ્યો ગયો. નિસ્તારિણી સ્થિર ભાવે અને દબાયેલા શ્વાસે બેસી રહી.



[૧૧]

"કાં, સાંભળે છે ને! શું જપ કરે છે?"

ખરેખર, ગૃહિણી જપમાં પરોવાઈ હતી? એના હાથમાં માળા હતી, પરંતુ મન ક્યાં હતું તે કહી શકાય નહિ. કારણ કે એની બંને આંખો મીંચાઈ ગઈ હતી અને માથું જરા જરા નીચું ઢળતું જતું હતું. વળતી પળે ગૃહિણી સ્વસ્થ થઈને બેસતી, પણ એનાથી વધુ વાર બેસી શકાતું નહિ, એકાદ માળા પૂરી થાય તે પહેલાં જ એને ઝોકું આવી જતું.

આ વખતે હલદર મહાશયે આવીને પ્રશ્ન કર્યો: "શું જપ કરવામાં પડી છે?"

ગૃહિણી ચમકીને સ્વસ્થ થઈ, પણ જપમાં હોવાથી કશું બોલી શકી નહિ; મોઢું બીડેલું રાખીને જ તેણે ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો: "હં......!"

જરા હસીને હલદર મહાશયે પૂછ્યું: "હજી કેટલી માળા બાકી છે?"

ગૃહિણીએ ફરી વાર 'હં...' કહીને ઉતાવળે માળા ફેરવવા માંડી. હલદર મહાશય પત્નીની સન્મુખ બેસી, તેના મોઢા સામે જોઈ બોલ્યા: "તેં કાંઈ વાત સાંભળી?"

ગૃહિણીએ વ્યગ્ર નજરે સ્વામી સામે જોયું. હલદર મહાશયે આળસ મરડતાં કહ્યું: "મુરલી હાજરાનો સંસાર આ વખતે જરૂર ભાંગશે."

માળા ઊંચી કરીને ગૃહિણીએ વ્યગ્ર થતાં પૂછ્યું: "કેમ?"

"કેમ! બીજું શું, એ લોકોના ભાઈઓ ભાઈના બખેડા તો હમેશના ચાલ્યા જ આવે છે."

ગૃહિણીએ કહ્યું: "મા રે મા, બધાં ઘરોમાં માટીના જ ચૂલા છે. હું તો માનતી કે આપણા ઘરમાં જ આવું છે, પણ એવું નથી; તમારા દિયર જેવી રામાયણ તો બધે છે."

"એવું તો હોય જ ને! સંસારમાં કયે ઠેકાણે આમ નથી બનતું?"

"તે ભલેને બધે એમ હોય, પણ આપણા ઘરમાં જેવી ડાકણ છે, તેવી દુનિયામાં કયાંય નથી. એને એના કર્મનું ફળ પણ મળ્યું છે."

ગંભીર ભાવે હલદર મહાશય બોલ્યા: "હજી તો ઘણું બાકી છે. સંપૂર્ણ સત્યાનાશ નથી થયું. હું જો ત્રિકાળ સંધ્યા કરનારો બ્રાહ્મણ હોઉં તો એના હાલ કોળી જેવા થશે, એને ઘેર ઘેર ભીખ માગવા ભટકવું પડશે."

ગૃહિણી એકદમ બોલી ઉઠી: "એ ગમે તેમ હોય, પણ તમારે આવો શાપ દેવાની જરૂર નથી."

હલદર મહાશય ગર્વ દાખવતાં બોલ્યા: "શાપ શેનો! હું જે કહું છું તે જ થશે. મને દગો દેવો એ શું સહેલી વાત છે! તું અક્ષરે અક્ષર મારી વાત મેળવી લેજે, એનો સર્વનાશ જ થવા બેઠો છે."

જાણે સાચે જ દિયરનો સર્વનાશ થઈ ગયો છે, એવી આશંકા સાથે ગૃહિણીએ શંકિતભાવે કહ્યું: "મૂગા રહો મૂંગા, આવું બધું સાંભળીને તો હું ગભરાઈ જાઉં છું. ભલે આપણને દગો દીધો, દગો દઈને ભલે એ સુખી થાય."

હલદર મહાશય હસતા હસતા બોલ્યા: "ગમે તેમ તો ય સ્ત્રી ને! જરા જેટલા ભયમાં ગભરાઈ ગઈ! જવા દે, તારા, તારા, કાલિકૈવલ્યદાયિની મા! ભગવાન ઈ પરમેશ્વર છે!"

ગૃહિણીએ ફરીવાર મોઢા પર જળ છાંટીને જપમાં મન પરોવ્યું; હલદર મહાશય કંઈ બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યા.

થોડી વાર મૌન રહીને હલદર મહાશય બોલ્યા: "માળા પતી ગઈ?"

ગૃહિણીએ વિરક્તભાવે ઉત્તર આપ્યો: "હં..."

"હં શું? આજ જરા ટુંકામાં પતાવી લે ને."

"કેમ?"

"કેમ શું! સંધ્યા તો કયારની થઈ ગઈ છે, શું આજે ચૂલો નથી સળગાવવો?"

"ચૂલો સળગાવીને શું કરું?"

"વાહ, શું વાળુબાળુ નથી કરવું? અત્યારથી એક વખત જમવાનો અભ્યાસ શરુ કરવો છે?"

મોં મચકોડીને ગૃહિણી બોલી: "લ્યો, વાતનો ઢંગ તો જુઓ! મારી ચિંતા તમારે કરવાની જરૂર નથી, મારે માટે તો સવારના ભાત પડયા છે."

"તારે માટે તો પડયા હશે પણ મારે માટે?"

"તમે તો સવારે જમવા ગયા હતા એટલે અત્યારે શું ખાવાના હતા! એક મુઠ્ઠી ચોખા ખાતર હું ચૂલો નથી સળગાવવાની. બહુ ભૂખ લાગી હોય તો ચપટી ચણા-મમરા ખાઇને પાણી પી લ્યો; જમણ જમ્યા ઉપર જમવું સારું નહિ."

જરા ગલ્લાં તલ્લાં કરતા હલદર મહાશય બોલ્યા: "ભલે એમ કર. તારે માટે તો ભાત પડયા છે ને?"

લહેકો કરતી ગૃહિણી બોલી ઊઠી: "પડયા છે રે પડયા છે, એ માટે તમારે આટલી ઉપાધિ કરવાની જરૂર નથી. જાણે મારી ચિંતામાં તો સાવ અડધા થઈ ગયા! પરણ્યા ત્યારથી મારે માટે આટલી ચિંતા કરતા હોત તો આજ મારી આવી દશા હોત ખરી કે? ત્યારે તો ભાઇ ભાઇ કરીને ગાંડા થઇ ગયા હતા! ત્યારે મારી વાત કોણ સાંભળતું હતું! હવે જાઓ, હું માળા પતાવી લઉં."

હલદર મહાશય હસીને બોલ્યા: "તું તારે માળા પતાવી લેને; હું અહીં જ બેઠો છું."

"અહીં બેસીને શું કરશો?"

"તને જોયા કરીશ."

"મને હવે શું જોયા કરશો! શું હવે હું જુવાન છું?"

જરા હસીને હલદર મહાશય બોલ્યા: "ત્યારે શું તું બુઢ્ઢી થઈ ગઈ છે? તું બુઢ્ઢી થઈ ગઈ હોય તોપણ મારી આંખ સામે તો જુવાન જ છે. તું તો જેમ જેમ મોટી થતી જાય છે, તેમ તેમ તારા ચહેરાનું નૂર વધ્યે જ જાય છે."

નાકનું ટેરવું ચડાવીને ગૃહિણી બોલી: "રંગ તો જુઓ, જેમ જેમ ઘરડા થતા જાય છે, તેમ તેમ રસિકતા વધતી જાય છે! જાણે નવી જુવાની આવે છે! ઊભા થઈ જાઓ...ઊઠો."

હલદર મહાશય માથું ડોલાવતા ડોલાવતા ધીરે ધીરે ઊભા થયા. ગૃહિણીએ ફરી વાર આચમન કરીને જપમાં મન પરોવ્યું.

પણ આજ જપમાં મન પરોવી શકવાનું એમના ભાગ્યમાં નહોતું. બે–ત્રણ માળા ફેરવતાં જ એમના કાન પર કંઈક શબ્દો અથડાયા. બહારથી ગિરીશ સાદ કરી રહ્યો હતો: "મોટાભાઈ, ઘરમાં છો કે?"

"હા." કહીને હલદર મહાશય મુખ્ય દ્વાર પાસે જઈને ઊભા રહ્યા. ગૃહિણીથી જપમાં એકાગ્ર રહી શકાયું નહિ. માળા એક તરફ મૂકી દઈને તે ઊભી થઈ અને ઓસરીના એક ખૂણામાં આછા અંધકાર વચ્ચે ઊભી રહી, અને બંને ભાઈઓની વાતો સાંભળવા માટે કાનને સરવા કરી સાવ નીરવ બની ગઈ.

*

## [૧૩]

ગિરીશ સામે જોઈને હલદર મહાશયે ગંભીર અવાજે કહ્યું: " કેમ, શું કામ હતું ? "

ગિરીશે ધીમેથી કહ્યું: " છોકરી મોટી થઈ છે, એને ઠેકાણે પાડયા વગર હવે ચાલે તેમ નથી. "

જરા રૂક્ષભાવે હલદર મહાશય બોલ્યા: " હવે થોડું ચાલે એમ હતું ! હિન્દુના ઘરમાં આવડી મોટી કન્યા રાખી શકાય ? આ તો તું છે એટલે મારે બધાનું સાંભળીને બેસી રહેવું પડે છે. "

ગિરીશે માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: " શું કરું કહો, પેટને પણ પૂરું પહોંચી શકાતું નથી. "

વિરક્તિભર્યા અવાજે હલદર મહાશય બોલ્યા: " પેટને કેમ ન પહોંચી શકાય ? એવી કોઈ મુશ્કેલી મને તો નથી દેખાતી ! "

એક હળવો નિઃશ્વાસ નાખીને ગિરીશ બોલ્યો: " બહારથી મુશ્કેલી ન દેખાય એ સાચું, પણ અંદરખાને જુઓ તો દુઃખનો પાર નથી. "

હલદર મહાશય બોલ્યા: " એ વાત જવા દો. કોઈ કદી પણ નથી કહેતુ કે હું સુખી છું. "

ગિરીશ ચૂપચાપ ઊભો રહ્યો. હલદર મહાશય બોલવા લાગ્યા: " હું તો ખરી વાત કહું છું, દુઃખ લાગે તો ભલે. તારો સંસાર શા માટે દુઃખથી ચાલે ? મહિનો થાય ને મૂળાના પતિકા જેવા પચીસ રૂપિયા હાથમાં આવી પડે છે, આથી અર્ધા ગળતા હોય તો પણ એકાદ કુટુંબનું સુખેથી ચાલી શકે. તો પછી મારી સામે આવી ચોરી છૂપી શા માટે રાખવી જોઈએ ?

હું ભાઈ થઈને તારી સામે કોઈ દિવસ હાથ લંબાવવા નહિ આવું, એ ખાતરી રાખજે. કોઈને ત્યાં જઈને ભીખ માગીશ, પણ તારા જેવા ભાઈ સામે તો કદી હાથ લાંબો નહિ કરું."

હલદર મહાશયે ગર્વભર્યું હાસ્ય વેર્યું. શું કહેવું એ ગિરીશ વિચારી શકયો નહિ. તે ભારે હૈયે ઊભો રહ્યો. થોડી વાર પછી 'ભગવાન ઈ પરમેશ્વર છે' એમ કહેતા હલદર મહાશય બોલ્યા: "એ બધું ચુલામાં જાય, તું શું કહેવા આવ્યો છે તે કહે."

ગિરીશે આસ્તેથી કહ્યું: "પુત્રી માટે એક ઠેકાણે સંબંધ કર્યો છે."

"બહુ સારું કર્યું. બધું નક્કી કર્યા પછી ભાઈને સમાચાર આપવા આવ્યો છે, ખરું ને? પણ મેં એવી ઇચ્છા કે દિ' રાખી છે કે તું મને અગાઉથી કહે! જવા દે, તારાશિવસુંદરી! જ્યારે નક્કી થઈ જ ગયું છે ત્યારે શુભ કાર્ય પતાવી દે."

ગિરીશે કહ્યું: "ના ભાઈ, હજી વાત પાકી નથી થઈ, માત્ર વાત-ચીત જ થઈ છે."

"માત્ર વાતચીત કર્યે નહિ ચાલે, વાત ચોક્કસ પાકે પાયે કરી નાખને, મને એમાં જરાયે ખોટું નહિ લાગે; બલ્કે આનંદ થશે. તારી દીકરી મોટી થઇ છે, તેથી લોકો સામે મારું માથું નીચું ઢળી પડે છે."

ગિરીશે જરા અચકાતાં અચકાતાં કહ્યું: "પરંતુ ભાઈ, પૈસાની સગવડ નથી થતી."

હલદર મહાશયે પૂછ્યું: "સગવડ નથી? એમ? કેટલાક રૂપિયા જોઈએ છે તે સગવડ નથી થતી?"

"ઓછામાં ઓછા ત્રણસો રૂપિયા તો જોઈએ જ."

હલદર મહાશય વિસ્મય પામતા બોલી ઊઠયા: "ત્રણ...સો...રૂપિયા! આટલા બધા રૂપિયા શા માટે?"

નમ્રતાપૂર્વક ગિરીશ બોલ્યો: "આથી ઓછે પૈસે કન્યા થોડી પાર પહોંચી

શકે છે ભાઈ?"

જરા ચિડાઈને હલદર મહાશય બોલ્યાઃ "મોટા માણસોને ત્યાં તો ત્રણ હજારથી પણ ન પતે, પણ ગરીબને ત્યાં તો ત્રીસ રૂપિયામાં સઘળું પતી જાય."

ગિરીશ કંઈ જ બોલ્યો નહિ. હલદર મહાશય બોલ્યાઃ "ભાઈ માનીને પૂછવા આવતો હોય તો બધું થાય. એમ તો કરવું નથી; હવે તને પાંખો આવી છે એટલે ભાઈ તે બિચારો કોણ?"

દબાયેલા અવાજે ગિરીશ બોલ્યોઃ "ભાઈ, મારામાં સમજ ઓછી છે."

હળવું હસતાં હલદર મહાશય બોલ્યાઃ "સમજ ક્યાંથી આવે! કહે, હું ગમે તેવો હોઉં, પણ હું મોટો ને તું નાનો છે. જવા દેએ બધું; હવે મારી સલાહ સાંભળવી છે?"

"જરૂર સાંભળીશ."

થોડે દૂર ઊભેલી ગૃહિણીએ મોં મચકોડતાં મનથી કહ્યુંઃ "બહુ ભારે દરદ જાગ્યું છે!"

હલદર મહાશય ગંભીર અવાજે બોલ્યાઃ "જો, જેવી સ્થિતિ તેવી વ્યવસ્થા કરવી જોઈએ, વીસપચીસ રૂપિયામાં કામ પતી જશે."

ગિરીશે ઉત્સુક નજરે મોટા ભાઈ સામે જોયું. હલદર મહાશય બોલ્યાઃ "સેનપુરમાં મારી ફુઈજીના સગાનો એક છોકરો છે. છોકરો દેખાવમાં જરા કાળો છે, પણ એ કાળો હોય કે ગોરો એથી શું! એક પૈસો ય દેવો પડે એમ નથી, માત્ર વીસ-પચીસ રૂપિયાનું ઘરખરચ થશે."

ગિરીશ કંપી ઊઠ્યો; તેણે કહ્યું: "એ તો સાવ મૂરખ છે; આવતી કાલે શું ખાવું એનું પણ ઠેકાણું નથી."

ચિડાઈને હલદર મહાશય બોલ્યા: "ત્યારે શું તું કોઈ રાજપુત્રની ઇચ્છા કરે છે?"

ગિરીશ ચૂપ રહ્યો. હલદર મહાશય બોલ્યાઃ "સમજ્યો, મારી દિકરીના લગ્નમાં પાંચસો સાતસો રૂપિયા ખરચ થયું હતું, છોકરી પણ સારે ઘેર

પડી છે. એટલે શું તારાથી કંઈ નબળા ઘરમાં દિકરી નંખાય! ઘરમાં કશું છે નહિ, પણ ઈર્ષ્યા તો ચારે પગે ઊછળી રહી છે!"

હૃદય વચ્ચે નિઃશ્વાસને દબાવી ભારે અવાજે ગિરીશ બોલ્યો: "એવું નથી ભાઈ, મારી દિકરીને દીવો લઈને કૂવામાં..."

ક્રોધથી ચીસ પાડી ઊઠતા હલદર મહાશય બોલી ઊઠ્યા: "તને કૂવામાં નાખવાનું કોણ કહે છે? તો પછી મારી પાસે શા માટે આવ્યો છે?"

નમેલા ચહેરે અને નમ્ર અવાજે ગિરીશ બોલ્યો: "આપની પાસે આવ્યો છું, જો આપ દયા કરીને પૈસા આપો તો...."

અવજ્ઞા દાખવતા હલદર મહાશય બોલી ઊઠયા: "ઓહો, એ માટે જ ભાઇનું ઘર યાદ આવ્યું, કેમ? પણ હું રૂપિયા કયાંથી લાવું? મારે શું કોઇ પ્રકારનો ધંધો ધાપો છે? અને તું પણ રૂપિયા પાછા કયાંથી આપી શકે?"

એક ગંભીર નિસાસો નાખીને ગિરીશ બોલ્યો: "દેણું કયાંથી ભરીશ એ તો હું પણ નથી જાણતો, પણ દિકરીનાં લગ્ન તો કરવાં જ પડશે. હું મારી જમીન-જગ્યા ગીરવી મૂકીશ, ભાઈ."

"બધું? ઘરબાર સુદ્ધાં?"

"હા."

"રૂપિયે અઢી પૈસા વ્યાજ આપી શકીશ?"

"એ પણ આપીશ."

હલદર મહાશય જરા વિચાર કરીને બોલ્યા: "સારું; કાલે આવજે; જોઉં છું, ઘરેણાં ગીરવી મૂકીને પણ બસો રૂપિયા મેળવી શકું તો."

ગિરીશે મોટાભાઈના પગમાં પડીને કહ્યું: "બસો નહિ ભાઈ, ત્રણ-સોનો જોગ કરજે. ઘરબાર તો શું પણ હું મારી જાતને પણ ગીરવી મૂકવા તૈયાર છું, પણ કોઈ ઉપાયે મારી દિકરીને ઠેકાણે પાડી દો."

નાના ભાઈના હાથમાંથી પગ છોડાવી લઈને હલદર મહાશય બોલ્યા: "સારું, આજે જા, કાલે આવજે; જોયું જશે."

ગિરીશ ધીમે પગલે ચાલ્યો ગયો; હલદર મહાશયે બારણું બંધ કર્યું. ગૃહિ-

ણીએ પાસે આવીને કહ્યું : " લક્ષ્મણનાં આંસુ જોઇને એકદમ પીગળી ગયા !"

હલદર મહાશય હસીને બોલ્યા : " હું પીગળી ગયો નથી, બરોબર છું. પૈસા આપીશ એટલે જમીન અને ઘરબાર બધું મારું થશે; એ ઓછો જ છોડાવી શકે તેમ છે ? "

ગૃહિણીએ હાથનો લહેકો કરતાં કહ્યું : " ઓહોહો ! નાના ભાઈની મિલકત ઝૂંટવી લેશો ? લોકો મોઢા ઊપર અંગાર ફેંકશે. "

હલદર મહાશયે મોઢું ફેરવીને કહ્યું: " ભલેને અંગાર વરસાવે ! આવું ઘર હાથથી જતું કરી શકાય નહિ. લોકોનો મને જરા પણ ભય નથી. "

ગૃહિણીએ કહ્યું: " એ તો બધું જોયું જશે. ત્યારે કહેશો કે નાનો ભાઈ ગરીબ છે ! "

ઊંચે સાદે હલદર મહાશય બોલ્યા: " આ હરીશ હલદર નબળા મનનો નથી. એના પૈસા આગળ તો ભાઈ, બહેન વગેરેની કંઈ જ કિંમત નથી. "



[૧૪]

"તારી શી ઇચ્છા છે, મહામાયા ?"

મહામાયાએ આડું મોઢું રાખીને અવગણનાપૂર્વક ઉત્તર આપ્યો: "મારે વળી શેની ઇચ્છા હોય ? હું શું ઇચ્છા કરી શકું છું ?"

"પણ કોઇ પ્રકારની ઇચ્છા નથી ?"

"હા, છે: મોતની."

"પણ તને એવું શું દુ:ખ છે, મહામાયા ?" ગણેશ તીરછી નજરે પત્ની સામે જોઇ રહ્યો.

"દુ:ખ શા માટે હોય, મારે તો દરેક બાબતનું સુખ જ છે."

"પણ સુખમાં ય કોઇ પ્રકારની ત્રુટિ તો નથી ને ?"

"જરાયે નહિ, ચારે બાજુનું સુખ છે. ખાતાં, સૂતાં અને બેસતાં ગાળો, છણકા અને માર !"

"અને આદર, સંભાળ, પ્રેમ ?"

"એવા પ્રેમ ઉપર ઝાડુ !"

જરા કઠોર અવાજે ગણેશ બોલ્યો: "તારા માટે તો એ જ યોગ્ય છે."

તીવ્ર અવાજે મહામાયા બોલી: જરૂર, "જ્યારે તમારા જેવા ભાગ્યશાળીના હાથમાં પડી છું..."

સ્થિર નજરે મહામાયા સામે જોઇને ગણેશે પ્રશ્ન કર્યો: "તું મને તારા માટે અયોગ્ય માને છે ?"

હળવું કટાક્ષભર્યું હાસ્ય વેરતાં મહામાયા બોલી: "હું શું જાણું !"

ગણેશે મહામાયાનો હાથ પકડયો અને તીવ્ર અવાજે કહ્યું: "ના, તારે કહેવું જ પડશે."

"શું કહું?"

"હું તારા માટે કેવી રીતે અયોગ્ય છું?"

મોઢું ઊંચું કરી મહામાયાએ ગર્વભર્યા અવાજે કહ્યું: "બધી રીતે."

જોરથી હાથ દબાવીને ક્રોધથી ધ્રૂજતા કંઠે ગણેશ બોલ્યો: "ખુલ્લે-ખુલ્લું કહે."

"તમે તે શું માણસ છો?"

"ત્યારે?"

"મોટી ભાભીના પાળેલા પશુ!"

હાથ તરછોડીને ગણેશે પત્નીની ગરદન પકડી. મહામાયાએ ચીસ પાડી.

આ ચીસ સાંભળીને નિસ્તારિણી દોડી આવી; માતંગિની પણ એની પાછળ આવીને ઊભી રહી. નિસ્તારિણીએ બારણા પાસે ઊભી રહીને મોટે સાદે પ્રશ્ન કર્યો: "આ શું ગણેશભાઈ?"

ભાભી તરફ વક્ર નજર ફેંકી ગણેશે મહામાયાની ગરદન છોડી દીધી અને રોષથી ધ્રૂજતો ધ્રૂજતો તે બિછાના પર જઈને બેઠો. નાની વહુએ આંખો આડે પાલવ દબાવ્યો.

નિસ્તારિણીએ ગણેશ સામે જોઈને રોષથી કહ્યું: "તમે નાની વહુને મારી છે?"

મોઢું ઊંચું કરી ગણેશે ક્રોધભર્યા ગંભીર અવાજે કહ્યું: "હા."

"શા માટે?"

"મારી મરજી."

ગર્જન કરતાં નિસ્તારિણી બોલી: "શું કહ્યું?"

ગણેશે એવા ને એવા મક્કમ અવાજે કહ્યું: "મારી સ્ત્રીને હું ગમે તે સજા કરી શકું છું, એમાં કોઈને કંઈ પણ બોલવાનો કે કહેવાનો અધિ-

કાર નથી."

નિસ્તારિણીએ દાંત પીસીને ક્રોધથી ઉશ્કેરાયલા અવાજે કહ્યું: "ગણેશ!"

ગણેશે કહ્યું: "તમને હું ચેતવણી આપું છું ભાભી, કે તમે આ બધી વાતોમાં માથું ન મારશો."

રોષથી ધ્રૂજતાં ધ્રૂજતાં નિસ્તારિણી બોલી: "હું તમને પણ ચેતવણી આપું છું કે તમારે મારી સામે નાની વહુ પર કોઈ પ્રકારની મારઝૂડ કરવી નહિ."

ગણેશ પણ ગુસ્સાના આવેશમાં ભાન ભૂલી ગયો હતો. તેણે ત્રાડ પાડીને કહ્યું: "એકસો વાર કરીશ; હું એને આ સ્થળે જ ટૂકડે ટૂકડા કરીને ભંડારી દઈશ; જોઉં છું, કોના બાપની તાકાત છે કે એક પણ અક્ષર કહી શકે!"

નિસ્તારિણી બંને હાથ વડે બન્ને બાજુની બારસાખ પકડીને ઉંબરા વચ્ચે ઊભી રહી.

માતંગિની અત્યાર સુધી એક તરફ ગાલ પર હાથ રાખીને થડકતા હૈયે ઊભી હતી તે જરા આગળ આવીને બોલી: "ગણેશ, તને આ શું થઈ ગયું?"

"મને ગમે તે થયું હોય, પરંતુ તમારો આ અન્યાયભર્યો લાડ મારાથી સહન કરી શકાતો નથી. તમે જો વારંવાર આ રીતે બળતરા ઊભી કર્યા કરશો તો મારે નછૂટકે ચોખવટ કરવી પડશે."

માતંગિનીએ ચિડાઈને કહ્યું: "ચોખવટ શેની કરીશ? શું જુદો થઈશ?"

ગણેશ બેઠો હતો તે ઊભો થઈ ગયો. રોષથી દબાયેલા અવાજે એ બોલ્યો: "હા, એમ જ થશે. જુદા થવાથી જો તમારા અત્યાચારોમાંથી શાંતિ મળી શકશે તો એમ જ થશે."

બારણા આડેનો નિસ્તારિણીનો હાથ દૂર કરીને ગણેશ ધ્રૂજતો ધ્રૂજતો ઘર બહાર બીજી તરફ ચાલ્યો ગયો; નિસ્તારિણીનો હાથ પકડીને માતંગિની એને દૂર લઈ ગઈ.

નિસ્તારિણીની જીભ જાણે સિવાઈ ગઈ હતી. પોતાના ઓરડામાં આવીને તે ચૂપચાપ બેસી રહી. માતંગિનીએ ઘડીભર ચૂપ રહીને ધીરે મધુર સ્વરે કહ્યું : " ભાભી ! "

નિસ્તારિણીએ મોઢું ઊંચું કરીને જોયું. ક્ષોભ પામેલા અવાજે એણે કહ્યું : " ચૂલામાં જાય જેણે મારા બાપ સામે વાત કહી, તેનું મોઢું જોવામાં પણ પાપ છે. "

માતંગિનીએ કહ્યું : " ભાભી, મને તો આ બધાનું મૂળ નાની વહુ જ લાગે છે. " ભવાં ચડાવી નિસ્તારિણી બોલી : " કોણ કહે છે ? "

માતંગિનીએ કહ્યું : " કહે વળી કોણ ? તમે એને નથી ઓળખતાં ભાભી, આ બધી કરામત નાની વહુની જ છે. "

નિસ્તારિણીએ નણંદના મોઢા પર અંગારઝરતી આંખે એકીટસે જોઇ રહેતાં કઠોર અવાજે કહ્યું : " તો પછી એક કામ કરો બહેન, તમે ભાઇબહેન મળીને નાની વહુના ગળામાં રસ્સી ભીડાવો. એટલે બધી પંચાત પતી જશે. "

નિસ્તારિણીએ મોઢું ફેરવીને મેજ પર આડું પડખું કર્યું. માતંગિની ધીમે ધીમે બહાર ચાલી ગઈ.



## [૧૫]

સંસારના ટૂકડા થયા. ગામલોકોએ જ્યારે જાણ્યું કે, મુરલી હાજરા ભાઇથી જુદો થાય છે, ત્યારે તેઓ પ્રથમ તો આશ્ચર્ય પામ્યા. ત્યાર પછી ઠેકઠેકાણે ડાયરો જમાવીને બંને ભાઈઓમાં કોનો દોષ છે એનો વિચાર કરવા માંડયો. હલદર મહાશય દુકાને બેસીને મુરલીના દુઃખ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા અને નાના ભાઈઓની હૃદયહીનતાનાં ઘણાં ઉદાહરણો આપીને લાંબાં લાંબાં ભાષણો કરવા લાગ્યા, સાથોસાથ પોતાની આપવીતી પણ કહેવા લાગ્યા.

નેત્યની માએ તળાવની પાળે નિસ્તારિણીને જોતાં જ 'ગણેશે અધર્મ આદર્યો છે અને એને અધર્મનો બદલો મળશે' એવો અભિપ્રાય પ્રગટ કર્યો. પરંતુ નિસ્તારિણીએ આ મતમાં સાથ ન આપ્યો; તે બોલી: "કેવળ એનો એકલાનો દોષ નથી, અમારો પણ દોષ છે. એક હાથે કદી તાળી ન પડે."

નેત્યની માએ ઉત્તર આપ્યો: "એ તો ખરું છે વહુ, તેં જ એને નાનેથી મોટો કરી માણસ બનાવ્યો છે ને!"

નિસ્તારિણીએ હસીને કહ્યું: "માણસ કર્યો છે એટલે શું જિંદગીભર એણે મારી આજ્ઞા ઉઠાવવી જોઈએ? સૌનાં શરીર લોહીમાંસનાં જ છે, મા."

નછૂટકે નેત્યની માને બોલતાં બંધ થવું પડ્યું. પરંતુ પારકા દુઃખે દુઃખી થવાના અચાનક મળેલા આ અવસરથી હાથ ધોવા પડયા એથી નેત્યની મા નિસ્તારિણી ઉપર ખૂબ જ ચિડાઈ ગઈ અને ગામમાં મહોલ્લે મહોલ્લે ઘૂમીને નિસ્તારિણી જ હરામ હાડકાંની છે એવું પોકારવા લાગી.

ખરેખર, જુદા થવા માટે નિસ્તારિણી ખૂબ જ ઉત્સુક બની ગઈ

હતી. કોઈ પણ ઉપાયે ઘરના બે ભાગ ન થાય એ માટે મુરલીએ ઘણો પ્રયત્ન કર્યો, પણ એને સફળતા ન મળી. નિસ્તારિણીના હઠાગ્રહ આગળ મુરલીનું કશું ન ચાલ્યું. નિસ્તારિણીની આવી હઠ જોઇને મુરલીને ભારે આશ્ચર્ય થયું.

જુદા થવાની તૈયારી થવા લાગી. હલદર મહાશય આવી બાબતોમાં ખૂબ નિપુણ ગણાતા એટલે મુરલીએ એમને પંચ તરીકે ગણ્યા. ગણેશને કોઈ પણ પંચની જરૂર નહોતી, પરંતુ મુરલીએ કહ્યું: "ભાઈ, જુદા થવું હોય ત્યારે એકાદ મધ્યસ્થ માણસ હોય તો સારું."

હલદર મહાશય આવ્યા ને ભેટ વાળીને બેઠા. રંગ જોવા માટે પડોશનાં બીજાં બેચાર સ્ત્રીપુરુષો પણ આવ્યાં હતાં. જમીન–મિલ્કતની યાદી કરીને તેની સરખે ભાગે વહેંચણી કરવામાં આવી. મકાનમાં ત્રણ ઓરડા હતા; બે રસોડાં હતાં. હલદર મહાશયે મુરલીને બે ઓરડા ને એક રસોડું અને ગણેશને એક ઓરડો ને એક રસોડું આપવાનો ઠરાવ રજૂ કર્યો. મુરલીએ કહ્યું: "ગણેશ મારો નાનો ભાઈ છે, મારે બે ઓરડાની જરૂર નથી; એક ઓરડો ને એક રસોડું મારે માટે પૂરતું છે." હલદર મહાશયે ગણેશના ભાગમાં બે ઓરડા મૂકયા.

ત્યાર પછી સરસામાન અને વાસણકુસણ તેમ જ રાચરચીલાની વ્યવસ્થા શરુ થઈ. હલદર મહાશય બોલ્યા: "સોનાચાંદીના જે કંઈ દરદાગિના હોય તે વજન કરીને સરખે ભાગે વહેંચવા જોઇએ; માટે હવે તે લાવો."

આ સાંભળીને અંદર બેઠેલી મહામાયા ખૂબ જ અકળાવા લાગી

મુરલીએ માથું હલાવી કહ્યું: "ના ના, દરદાગીનો તો સ્ત્રીધન ગણાય. એ બધું જેની પાસે જેટલું હોય તેની પાસે તેટલું ભલે રહ્યું."

માતંગિની બોલી: "પણ મોટી ભાભી પાસે તો વાલની એક વાળી સરખીયે નથી!"

આંખો ફેરવીને મુરલી બોલ્યો: "એ એનાં નસીબ! નસીબમાં ન હોય તો હું શું કરું?"

ત્યારપછી તેણે માતંગિનીને ઘરમાંથી બધાં ઠામ-વાસણ બહાર લઈ આવવા કહ્યું. માતંગિનીએ કંઇ ન ગણકાર્યું. તે મકાન બહાર નીકળી જઈને ઘોષને ઘેર જઈ પહોંચી. મુરલી વાસણ બહાર લાવવા માટે વારંવાર કહેવા માંડયો. એટલે નિસ્તારિણી પોતે બધાં ઠામ-વાસણ લઈને બહાર મૂકવા લાગી. ગણેશ મોઢું ફેરવીને દાંત પીસતો બેસી રહ્યો.

ઠામ-વાસણની વહેંચણી થઈ ગઇ, પણ બંને ભાગ સરખા ન થઈ શકયા. એક ભાગ જરા ઓછો થયો અને એક ભાગ કંઈક વધારે થયો. થાળી કે ઘડો ભાંગીને સરખો ભાગ પાડી શકાય એવું નહોતું. હલદર મહાશય બોલ્યા : "મુરલી મોટો છે, મોટપણના અધિકારની રૂએ તે મોટો ભાગ લઇ લ્યે."

પરંતુ નિસ્તારિણીએ મોટો ભાગ ન લીધો, તેણે એકદમ નાનો ભાગ લઈને પોતાના ઓરડામાં મૂકી દીધો. મહામાયા ઘૂમટો કાઢીને પોતાનો ભાગ લઇ ગઈ. નિસ્તારિણીએ પોતાના બાળક માટે એક નાની વાડકી અને એક નાની થાળી ઘણા ઉત્સાહથી લીધી હતી; તે ગણેશના ભાગમાં ગઈ. નિસ્તારિણીએ અંદર જઈ મહામાયાને કહ્યું : "નાની વહુ, વિશુની થાળી-વાડકી તારા ભેગી આવી ગઈ છે તે આપ, એના બદલામાં હું તને મોટી થાળી ને વાડકો આપું..."

"મને એમાં કશી સમજ ન પડે." કહીને મહામાયાએ બધાં વાસણ ઓરડામાં મૂકી દીધાં. ગણેશ આ વાત સાંભળી ગયો હતો, તેણે ઊભા થઈ દાંત પીસીને મહામાયાના હાથમાંથી વિશુનો થાળી-વાડકો લઈ લીધો અને નિસ્તારિણી તરફ ફેંકયો. ક્રોધભરી નજરે ભાભી સામે જોઇને ભાભીના હાથમાંથી એના બદલામાં બંને ઠામ ખેંચી લઈ ઓરડામાં ફેંકયાં. મહામાયા આ જોતી જોતી ઘૂમટાની આડમાં મોઢું રાખી હસતી હતી.

આ બધી પતાવટ થઈ ગયા પછી દુકાનનો પ્રશ્ન આવી ઊભો રહ્યો. હલદર મહાશય બોલ્યા : "દુકાનનો ભાગ આમ સહેલાઇથી નહિ પાડી શકાય; બધો માલસામાન જોવો પડશે, ચોપડા જોઈને હિસાબ પણ તપાસવો

પડશે. હિસાબ તપાસવાનું અને માલની નોંધણીનું કામ પૂરું ન થાય ત્યાં સુધી બંને ભાઈઓ એક એક તાળું દુકાન પર વાસી દે."

ગણેશે મોઢું ઊંચું કરી કઠોર અવાજે કહ્યું: "દુકાનનો ભાગ નહિ થાય."

બધા વિસ્મયપૂર્વક ગણેશના મોઢા સામે જોઈ રહ્યા. ગણેશ બોલ્યો: "દુકાનમાં મારો હિસ્સો નથી, દુકાન મોટા ભાઈની એકલાની છે."

વિષાદભર્યું હાસ્ય હસતા હલદર મહાશય બોલ્યા: "સારું સારું, તું જ્યારે તારો હિસ્સો જતો કરે છે, ત્યારે ભાગ પાડવાની કશી જરૂર નથી. અને આ પ્રમાણે ભાગ છોડી દેવો એ જ તારે માટે ઉચિત ગણાય. ગમે તેમ તોપણ મોટો ભાઈ એ મોટો ભાઈ જ છે! હું તો કે દિ'નો જાણતો આવું છું કે ગણેશ ઘણો સારો છોકરો છે...વળી ભણેલો છે; એ કંઈ મારા નાના ભાઈ જેવો નથી. તારાશિવસુંદરી, મા! ભગવાન ઈ પરમેશ્વર છે!"

મુરલીએ પ્રેમાળ નજરે નાના ભાઈ સામે જોઈને ધીરેથી કહ્યું: "દુકાન બાપુના વખતની છે; તે મારા એકલાની નથી. દુકાનના ભાગ પાડવામાં આવશે તો એ લાંબું નહિ ટકે. પણ હું એના ભાગના બદલામાં એને ત્રણસો રૂપિયા આપીશ."

ગણેશ નીચું જોઈને બેસી રહ્યો. મુરલી બોલ્યો: "પણ અત્યારે મારા હાથમાં પૈસા નથી; અને આટલી રકમ એક સાથે મારાથી આપી પણ નહિ શકાય."

હલદર મહાશય બોલ્યા: "સારું, એકસાથે ન આપી શકાય તો હપ્તે હપ્તે આપજે. પણ કેટલા દિવસમાં આપી શકીશ?"

"છ માસમાં." મુરલીએ કહ્યું.

હલદર મહાશયે કહ્યું: "બહુ સારું." પછી ગણેશ સામે જોઈને કહ્યું: "ગણેશ, આ રીતે સંતોષ માની લેજે. મોટો ભાઈ છે, ધીરે ધીરે પૈસા આપી દેશે."

ગણેશે હલદર મહાશય સામે એક વાર તીરછી નજર ફેંકી મોઢું

ફેરવી લીધું. મુરલી બોલ્યો : "માતુના સાડાત્રણુસો રૂપિયા મારી પાસે છે એનું શું કરવું છે ?"

હલદર મહાશય બોલ્યા : "ગણેશ એનો માજણ્યો ભાઈ છે, ગણેશ-ને જ માતુના રૂપિયા સોંપી દેજે."

બન્ને ભાઈઓના ભાગની પતાવટ કરીને હલદર મહાશય વિદાય થયા. માર્ગમાં શિવુ ઘોષને જોઈ એ બોલ્યા : "કાં, બધું જોયું ને; બેય ભાઈ મૂરખના સરદાર છે."

શિવુ ઘોષે હળવા હાસ્ય સહિત કહ્યું : "તમારું કહેવું સાચું છે, કાકા! મૂરખ ન હોત તો તેઓ પોતાનો હક્ક છોડી દેત કે ?"

માતંગિનીએ ગણેશ સાથે રહેવું એ પ્રમાણે નક્કી થયું. મુરલીએ એનો વિરોધ કરતાં કહ્યું: "ના, માતુ તો મારી સાથે જ રહેશે."

પણ નિસ્તારિણી એથી રાજી ન થઈ. માતંગિનીએ કહ્યું: "ભાભી, મારો શું વાંક છે કે મને પણ છોડી દો છો ?"

નિસ્તારિણીએ હસીને કહ્યું: "તમને ક્યાં છોડી દઉં છું ? તમે તો તમારા ભાઈ સાથે જ રહેવાનાં છો."

"મારા મોટા ભાઈ શું મારા ભાઈ નથી ?" માતંગિનીના અવાજમાં વ્યથા હતી.

નિસ્તારિણીએ કહ્યું: "એ તો ઓરમાન ભાઈ છે; જ્યારે ગણેશ તમારા સગા ભાઈ છે."

બન્ને આંખો કપાળ સુધી ચડાવીને માતંગિની બોલી: "જુઓ ભાભી, હું તમને ઓળખતી ન હોત, તો તમે મને જરૂર ભુલાવામાં નાખી શકત; પણ સાચું કહેજો, તમે શામાટે મારો તિરસ્કાર કરો છો ? મેં તમારું શું બગાડ્યું છે ? હું તમારા પગમાં માથું પછાડીને મરીશ એ કહી રાખું છું."

માતંગિનીના બંને હાથ પકડીને મંદ હાસ્યપૂર્વક નિસ્તારિણી બોલી : "તમે ત્યાં નહિ હો તો કાલ સવારની આવેલી છોકરી ગણેશભાઈનું ઘર

શું સાચવી શકશે કે ?"

મોઢું ભારે રાખીને માતંગિની બોલી : "ન સાચવે તો કંઈ નહિ, એની સાથે મારો મેળ કદી નહિ ખાય."

"ગમે તેમ કરીને પણ એટલું તો સહી લેવું પડશે, બહેન ! નહિ તો ગણેશની ખાનાખરાબી થઈ જશે."

માતંગિનીએ રોષથી ચીસ પાડીને કહ્યું : "ચુલામાં જાય ગણેશ ! જે તમને ઓળખી શક્યો નહિ, તેનું શું સારું થશે એમ માનો છો ? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું ભાભી, કે એનું કદી સારું થવાનું નથી...એનું તો સાવ ધનોત..."

નિસ્તારિણીએ એકદમ નણંદના મોઢા પર હાથ મૂકીને કહ્યું : "આ શું કરો છો બહેન, કોને શાપ આપો છો ?"

માતંગિની ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડી.



[ ૧૬ ]

જુદા થયા પછી જે દિવસે ઘરમાં બે સ્થળે ચુલા સળગ્યા, તે દિવસે આખું ઘર જાણે અસ્વાભાવિક ગંભીરતાથી છવાઈ ગયું. મરી ગયેલા માણસને અગ્નિદાહ દઈ આવ્યા પછી શોકભર્યા ઘરમાં જે દિવસે પ્રથમ વાર ચૂલો સળગે, તે દિવસે પણ ઘરમાં આટલી ગંભીરતા ભાગ્યે જ જોઈ શકાય. નિસ્તારિણીએ રસોઈ કરી સ્વામીને જમાડયા. મુરલી ચૂપચાપ જમીને દુકાને ચાલ્યો ગયો. નિસ્તારિણીએ પુત્રને જમાડી ખાટલા પર આડું પડખું કર્યું.

મધ્યાહ્ન પછી માતંગિનીએ આવીને કહ્યું: " શું થાય છે, મોટી ભાભી ? "

નિસ્તારિણી પાટ પર કશું પાથર્યા વગર સૂતી હતી. માથું સહજ ઊંચું કરીને બોલી: " આ સૂઈ રહી છું. "

માતંગિની પાસે આવીને ઊભી રહી. ભાભી સામે એકીટસે જોઇને પ્રશ્ન કર્યો: " જમી લીધું ?"

ધીમેથી નિસ્તારિણીએ હાથ પર માથું ટેકવીને ઉત્તર આપ્યો : "ના."

" કેમ ?"

" જરા માથું પકડાયું છે, શરીર પણ કંઇક અસ્વસ્થ લાગે છે."

" હં." કહીને માતંગિની બાજુમાં બેઠી. નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો: " તમે જમી લીધું ? "

" તે શું તમારી માફક ભૂખ્યાં રહ્યાં હોઇશું ? "

નિસ્તારિણીએ સહાસ્ય વદને નણંદ સામે જોઇને કહ્યું: " શું રાંધ્યું ?"

" એ કહી શકતી નથી."

" વાહ ! રસોઈ કરી શકાય અને કહી શકાય પણ નહિ ? "

" મેં રસોઈ કરી હોત તો કહી શકત."

" ત્યારે કોણે રસોઇ કરી હતી ?"

" નાની વહુએ પોતે."

" તમે હોવા છતાં એણે રસોઈ કરી ?"

માતંગિનીએ જરા વિરક્તિ દર્શાવતાં કહ્યું: " એ ન રાંધે તો કોણ રાંધે ? તમારાં હાંડલાં જુદાં થાય, તેમાં હું શા માટે જુદું હાંડલું માંડવા જાઉં ? હું શું તમારી સમોવડ હતી ?"

નિસ્તારિણીએ ઘડીક ચૂપ બેસી રહીને કહ્યું: " તો પછી તમે જમ્યાં શું ?"

હસીને માતંગિની બોલી: " એ બાબત વિધાતાએ ઠીક જાળવી રાખી છે; આજે એકાદશી કરી છે."

" ઓહ ! આજે એકાદશી છે એ તો મને યાદ જ નહોતું !"

" ભગવાન કરે ને સાત જન્મ સુધી તમને એકાદશી યાદ ન રહે."

થોડી વાર સુધી બંનેમાંથી કોઈ કંઈ બોલ્યું ચાલ્યું નહિ. ઘડીક વાર પછી માતંગિની બોલી: " ભાભી !"

નિસ્તારિણીએ માતંગિની સામે જોયું. માતંગિની બોલી: " લ્યો ઊઠો, હવે."

" ઊઠીને શું કરું બહેન ?"

" જમી લ્યો. ચાલો ભાત કાઢી આપું છું."

નિસ્તારિણી કશો ઉત્તર ન આપતાં એમ ને એમ પડી રહી. માતંગિની બોલી: " હવે ઢીલ ન કરો, આજે એકાદશી છે; બધાંયે કંઈ ઉપવાસ કરવો ન જોઈએ."

એકાદશીની વાત સાંભળીને નિસ્તારિણીએ જમવા માટે નકાર ન કહ્યો. તે ઊઠીને નણંદ સાથે રસોડામાં ગઈ.

માતંગિનીએ ભાત કાઢતાંકાઢતાં કહ્યું: " શું આ રસોઈ થઇ છે, ભાભી ?"

" કેમ ?"

" કેમ વળી શું ? ભાત તો સાવ દુણાઇ ગયો છે, દાળનો રંગ પણ કેવો થઇ ગયો છે !"

"દાળમાં હળદર નાખવી ભૂલી ગઈ છું, બહેન? તમારા ભાઈએ પણ શાકમાં મીઠું ઓછું હોવાની ફરિયાદ કરી હતી."

"ત્યારે તો મને લાગે છે કે તમે અમૃતપાક કર્યો છે."

નિસ્તારિણી આછું હસી. માતંગિની બોલી: "તે રસોઈ કરતાં હળદર ભૂલી જવાય, જમવા જતાં માથું પકડાય, તો આટલી હઠ કરીને જુદાં શા માટે થયાં?"

મોઢું ભારમાં રાખીને નિસ્તારિણી બોલી: "તમે શું એમ માનો છો કે જુદા થવાના કારણે હું ભૂખી રહી છું?"

હસીને માતંગિની બોલી: "મને તો એમ જ લાગે છે."

"એમ નથી, બહેન!"

"એમ ન હોય તો સારું." કહીને માતંગિનીએ ભાતની થાળી ભાભી સામે મૂકી; નિસ્તારિણી જમવા બેઠી. જમતાં જમતાં એણે કહ્યું: "જુઓ બહેન! મને રસોઇબસોઇમાં જરાયે આળસ નથી, પણ હાથે પીરસીને જમી શકાતું નથી."

માતંગિનીએ ગંભીર થઈ કહ્યું: "બે-ચાર દિવસ જમશો એટલે પછી ટેવ પડી જશે."

નેત્યની માએ ફળીમાં આવી બૂમ મારી: "શું કરો છો, નાની વહુ!"

મહામાયા ઓરડામાં હતી તે એકદમ બહાર આવીને બોલી: "આવો મા, આવો."

પહેલાં નાની વહુ નેત્યની મા સાથે વાતો નહોતી કરતી, હવે તો જુદા ઘરની માલિક થઈ છે એટલે વાતો કરવામાં કોઈ પ્રકારની રોકટોક નહોતી.

મહામાયાએ આસન પાથરી દીધું. નેત્યની માએ આસન પર બેસતાં બેસતાં પ્રશ્ન કર્યો: "શું ચાલે છે?"

"એનું એ, સરસામાન ગોઠવી રહી છું."

"એ તો ગોઠવવો જ જોઈએ ને! હવે તારું પોતાનું ઘર થયું

છે. એટલે તું ન ગોઠવે તે કેમ ચાલે ? શું આજ જુદાં રસોડાં થયાં ?"

"હા."

"તે રાંધ્યું કોણે ?"

"મેં."

"કેમ માતુ ?"

અવાજને જરા હળવો કરી મહામાયા બોલી : "એ તે શું રાંધે મા, એ તો કહે છે કે તમારા જુદા રસોડામાં હું શામાટે રસોઈ કરવા જાઉં ?"

નેત્યની માએ વિસ્મયભર્યા કંઠે કહ્યું : "વાહ રે વાહ ! તે રાંધવામાં શું હરકત ? ભાઇના રસોડે રાંધવામાં દોષ શેનો ?"

મહામાયાએ નાકનું ટેરવું ચડાવી કહ્યું : "અરે મા, ભાઇ માટે તો એની આંખમાં મરચાં ભર્યાં છે !"

"વાહ, ધન્ય છે માતુને ! ક્યાં ગઇ છે ?"

મહામાયાએ મોટી વહુના ઘર તરફ આંગળી ચિંધીને કહ્યુ : "બીજે ક્યાં જાય ? મોટી ભાભીએ હજી સુધી ખાધું નથી, એટલે જરા સમજાવવા પટાવવા ગયાં છે."

કુતૂહલભર્યા અવાજે નેત્યની માએ પ્રશ્ન કર્યો : "કેમ, સમજાવવા પટાવવા શા માટે ?"

મહામાયાએ તીવ્ર અવાજે કહ્યું : "શોક આવ્યો છે, દિયરને જુદા કર્યાનો શોક આવ્યો છે, એટલે નણંદ ગયાં છે શાંત કરવા !"

નેત્યની માએ હસતાં હસતાં કહ્યું : "તું તો ભારે ચાલાક છે, વહુ !"

માતંગિનીએ મોટી ભાભી સામે જોઇને કહ્યુ : "સાંભળો છો ને ભાભી !"

મોટી વહુ હસી અને હસતાં હસતાં બોલી: "સાવ બાળક છે બહેન, જરાય બુદ્ધિ નથી ! કોને શું કહેવું, એની પણ એને ગમ નથી."

માતંગિની વધુ કંઈ ન બોલી, માત્ર ક્રોધભરી નજરે મોટી વહુ સામે એ જોઇ રહી.

ગણેશ નિશાળેથી ઘેર આવ્યો ત્યારે મહામાયા એકદમ નાસ્તાની તૈયારીમાં પડી. ગણેશ નાસ્તો કરવા બેઠો ત્યારે જોયું તો એને આજ નાસ્તામાં ખૂબ આડંબર માલૂમ પડયો; પુરી અને બટાટાનું શાક તૈયાર કર્યું છે. ગણેશે પ્રશ્ન કર્યો: "આ બધું શા માટે ?"

"કેમ વળી ? પગે ચાલીને થાકયાપાકયા આવો છો, પેટમાં કંઈક પડવું તો જોઈએને ? પણ મારાથી થોડું નિરાંતે કશું કરી શકાય છે ! પુરીનો લોટ બાંધતી હતી ત્યાં વિશુડાએ આવીને ધમાચકડી કરી મૂકી. ઈ છોકરો તો ભારે અટકચાળો છે, જુદાં થયાં તો પણ શાંતિ નથી...બે ચાર સારી વસ્તુઓ બનાવતાં પણ આંખે પાણી આવે છે."

ગણેશે પત્નીના મોઢા સામે કઠોર નજરે જોઈ પ્યાલામાંનું પાણી પી લીધું. મહામાયાએ કહ્યું : "કાં ? કેમ કશું ખાધું નહિ ?"

ગણેશે જરા તીખા અવાજે કહ્યું : "હું જરાય થાકયો નથી, તારે ખૂબ અકળાવું પડે છે એટલે તું તારે ખાજે."

ગણેશે ઓરડા બહાર આવીને ચંપલ પહેર્યાં. મહામાયાએ મોઢું ચડાવીને કટાક્ષભર્યા અવાજે કહ્યું : "કપાળ ! નસીબમાં હોય તો ખાય ને ! હંમેશાં મોટી ભાભીના હાથનું ઝાડુ ખાવું ગમતું હોય, એટલે આ બધું કયાંથી રૂચે ?"

ગણેશ ઓસરી પરથી ઊતરી રહ્યો હતો તે એકદમ પાછો ઓસરી પર ચડયો અને ક્રોધભર્યા અવાજે બોલ્યો : "મહામાયા !"

નિસ્તારિણી જરા દૂર ઊભી હતી તે એકદમ આવી અને ગણેશની સામે ઊભી રહી. એણે પૂછયું : "શું થયું ? આટલા બધા ક્રોધે કેમ ભરાયા છો ?"

ગણેશે ઘાંટો પાડતાં કહ્યું : "કેમ ? પુરી બનાવીને મને નાસ્તો કરાવવો છે, અને વિશુ..."

નિસ્તારિણીએ એક વાર ઓરડા તરફ જોયું અને ત્યાર પછી નાની વહુ સામે જોઈને કહ્યું : "તું પણ સાવ ગાંડી છે, નાની વહુ ! એ શું

પુરી ખાય છે ?"

ત્યાર પછી ગણેશ તરફ ફરીને કહ્યું : "એણે બિચારીએ હોંસથી કરી છે, તો એક દિવસ ખાઈ ન લેવાય ? ભલે, કંઈ નહિ, ચાલો હું મમરા ને ગોળ આપું છું."

ગણેશે રોષથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું : "એકલા ગોળ–મમરા ? બીજું કંઇ નહિ ?"

નિસ્તારિણીએ હસીને કહ્યું : "બીજું શું આપું, કહો !"

ગણેશે ઉગ્ર થઈને કહ્યું : "ઝેર ! થોડું ઝેર નથી આપી શકતાં ?"

ગણેશ ધમધમ કરતો બહાર ચાલ્યો ગયો. નિસ્તારિણીએ નીચે ઊતરીને જોયું તો, માતંગિની ગાલ પર હાથ રાખીને ફળીઆમાં ઊભી હતી. માતંગિનીએ ગંભીરતાપૂર્વક કહ્યું : "મોટી ભાભી !"

નિસ્તારિણીએ નણંદ સામે જોઈને હસતા ચહેરે કહ્યું : "સાંભળ્યુંને બહેન, તમારા નાના ભાઇ કહે છે, ઝેર આપશો ?"

માતંગિનીએ કહ્યું : "તમે હસો છો ? ભાભી !"

"શું કરું, ગણેશની વાત સાંભળ્યા પછી હસ્યા વગર રહી શકાતું નથી."

માતંગિનીએ કહ્યું: "જુઓ ભાભી, તમે એક દિવસે મને પથ્થરની ઉપમા આપી હતી. પણ તમે કેવાં છો ?"

"લે સાંભળ વાત ! હું વળી કેવી છું ?"

માતંગિનીએ મક્કમ અવાજે કહ્યું: "તમે લોઢાનાં છો, તમારું હૃદય લોઢાનું બનેલું છે."

નિસ્તારિણીએ હસતાં હસતાં કહ્યું: "એમાં ખોટું શું બહેન, તમે પથ્થર ને હું લોખંડ; સોનુરૂપું તો છીએ જ નહિ ! સાંભળે છે ને નાની વહુ, તું સોનું છે કે કથીર, એનો નિર્ણય બહેન પાસે કરી લેજે."

મોટી ભાભીના ચહેરા પર એક સળગતી નજર નાખીને માતંગિની ચાલી ગઈ.



## [૧૭]

શોકોની ધારણા હતી કે જુદા થયા પછી મુરલીના હૃદયને સખત આઘાત લાગશે, પરંતુ મુરલીના હૃદય પર કોઇ પ્રકારનો આઘાત લાગ્યો હોય એવાં લક્ષણો દેખાયાં નહિ. એ તો જેવો હતો તેવો જ દેખાવા લાગ્યો; એના ચહેરા પર વિષાદ કે શોકનાં કોઈ પણ ચિહ્ન કોઇને દેખાયાં નહિ.

એ ચિહ્ન દેખાયાં માત્ર ગણેશના ચહેરા પર. ગણેશને કલ્પના પણ નહોતી કે, આમ ટૂંક મુદતમાં જુદા થઈ જવાશે. જુદા થયા પછી તે આ વાત સમજી શકયો. જ્યારે સમજ્યો, ત્યારે તેના મનમાં થયું કે કાં તો પોતે પોતાના માથા પર હથોડો મારે, અથવા નિસ્તારિણીના માથા પર હથોડો મારી માથું ફોડી નાખે! કેમ કયા દોષથી ભાભીએ એને જુદો કર્યો? કયા પાપે ભાઇભાભી સાથેનો એનો સઘળો સંબંધ તૂટી ગયો? ગણેશનું હૃદય જાણે ભાંગવા માંડ્યું. પરંતુ તેણે મનનો આ ભાવ મોઢેથી પ્રગટ ન કર્યો. મનથી તેણે સંકલ્પ કર્યો કે સંસારના ટૂકડા કરનારી સ્ત્રીઓના મનને કાબુમાં ન લાવું તો મારું નામ ગણેશ હાજરા નહિ. તેણે ભાભી સાથે વાતો કરવી છોડી દીધી. કદાચ ભાભી સામાં મળી જાય તો તે મોઢું ફેરવીને ચાલ્યો જતો.

નિસ્તારિણીએ એક દિવસે નાની વહુને પ્રશ્ન કર્યો: "નાની વહુ, ગણેશભાઇને શું થઇ ગયું છે?"

મહામાયાએ ગંભીરતાપૂર્વક ઉત્તર દીધો: "થાય શું વળી!"

"કશું થયું નથી તો એના જમવામાં કશા ઢંગ કેમ નથી દેખાતા?"

"ઢંગ શેના ?"

"શું તારે આંખો નથી ? ભાણા પર બેસીને માંડમાંડ અડધું ખાઈને ઊઠી જાય છે."

"ભૂખ ન હોય તો પછી શું કરે ?"

નિસ્તારિણીએ જરા ચિડાઈને કહ્યું : "તું પણ સાવ નાદાન છે ! તું ન જાણે તો બીજું કોણ જાણે ? શું તેં કોઈ દિવસ પૂછ્યું નથી ?"

બેપરવાઈથી મહામાયાએ ઉત્તર આપ્યો : "ના."

નિસ્તારિણીએ ગાલ પર હાથ મૂકી કહ્યું : "તને પણ ધન્ય છે ! તે બહેન પણ કશું બોલતાં નથી ?"

"ના...એ શા માટે બોલે ?"

માતંગિની હાથપગ ધોઈને ઘરમાં આવતી હતી. એ વખતે મોટી ભાભીના મોઢે પોતાનું નામ સાંભળતાં એણે કહ્યું: "શું થયું છે ભાભી ? બહેને શું કર્યું છે ?"

મહામાયા બોલી: "ભાભી કહે છે..."

વચ્ચે જ નિસ્તારિણી બોલી ઊઠી: "કહું છું, ગણેશભાઇ પેટ ભરીને કેમ જમતા નથી ? તમે કોઇ કશું પૂછો છો કે નહિ ?"

માતંગિનીએ જરા રોષથી કહ્યું : "ભૂખ નથી એટલે નથી ખાતો. એમાં વળી પૂછવાનું શું હોય ?"

જરા ચિડાઈને નિસ્તારિણી બોલી : "પૂછવાનું હોય મારું કપાળ ! નાની વહુ તો નથી જાણતી, પણ તમે ય શું નથી સમજતાં બહેન, કે એની આદત છે કે આગ્રહ કર્યા વગર પેટ ભરીને એ ખાય પણ નહિ."

"તમને જો આટલું દુઃખ થતું હોય તો આવીને આગ્રહ કરી જમાડો. મારાથી એ નહિ બને." કહીને માતંગિની વસ્ત્રો બદલવા ઓરડામાં ગઈ. નિસ્તારિણી પણ ઘડીભર મૌન રહીને ધીરે ધીરે ચાલી ગઈ.

તે દિવસે મહામાયાએ સ્વામીને કહ્યું : "જુઓ, રસોડાની ખુલ્લી દિવાલ ચણાવી લેવી પડશે."

ગણેશે પૂછ્યું : " કેમ ? "

" પરસાળમાં બેસીને જમો છો તેથી પાંચ માણસની નજર પડે છે."

ગણેશે કટાક્ષભર્યું હાસ્ય હસીને કહ્યું : " નજર નાખનાર તો તું અને બહેન બે જ છો."

" ઘરમાં શું બીજું કોઈ નથી ? "

" ભાભી છે; તે એમની પણ નજર પડે છે કે શું ? "

" પડે છે તેથી તો કહું છું. "

નયનો વક્ર કરીને ગણેશ બોલ્યો: " ઘણી ખરાબ નજર છે. તારા પેટમાં તો પીડ નથી થતી ને ? "

મોઢું ચડાવીને મહામાયા બોલી : " મારા પર શામાટે નજર નાખે ? જેને માટે વધારે દુ:ખ છે, તેના ઉપર જ નજર પડે છે. "

" સારું, તારા ઉપર ત્યારે જરા પણ મમતા નથી ! હં, તે શું મારા પર નજર નાખે છે ? "

" તમારા જમવા પર એની નજર પડે છે. "

" કેવી રીતે ? "

" તમે કેટલો ભાત ખાઓ છો, ઓછો ખાઓ છો કે વધારે, આ બધું એ ધારી ધારીને નિહાળે છે. "

" કોણે કહ્યું ? "

" એમણે પોતે જ આજે કહ્યું હતું. "

" શું ? "

" કહેતાં હતાં કે તમે આટલો ઓછો ભાત કેમ ખાઓ છો, કંઇ અસુખ તો નથી થયું ને ? "

ગણેશે માથું નમાવી ગંભીર અવાજે કહ્યું: " તેં શું કહ્યું ? "

મહામાયાએ કહ્યું: " મેં તો કહ્યું, અસુખ થાય દુશ્મનને ! "

" સરસ જવાબ આપ્યો. "

" તેથી જ કહું છું કે પરસાળની દિવાલ ચણાવી દો. "

મોઢું ઊંચું કરીને ગણેશ જરા તીખા અવાજે બોલ્યો: "માત્ર પરસાળની દિવાલથી પતી જશે ? બીજું કંઈ જ નહિ કરવું પડે ?"

"બીજું શું ?"

મોઢું ફેરવીને ગણેશે રૂઢ અવાજે કહ્યું: "ઓસરીની વચ્ચે જ દિવાલ ઊભી કરી લેવી જોઈએ."

નયનો વક્ર કરતી મહામાયા બોલી: "એ પણ થઈ શકે; જ્યારે જુદા થયા છીએ..."

ગણેશે પત્ની તરફ એવી આગ ઝરતી નજર કરી કે મહામાયા આગળ વધુ કંઈ પણ બોલી શકી નહિ.

ત્યાર પછી એક દિવસ ગણેશ જમવા બેઠો ત્યારે થાળીમાં મચ્છીનો ઝોળ જોઈને બોલી ઊઠયો: "માતુ, આટલી બધી માછલીઓ કયાંથી આવી ? શું વેચાતી લીધી હતી ?"

માતંગિનીએ કહ્યું: "ના, મોટા ભાઈ એક મોટી માછલી લાવ્યા હતા. તેની મોટી ભાભી ઝોળ બનાવીને આપી ગયાં છે. તને બહુ ભાવે છે એટલે ખાસ આપી ગયાં છે."

ગણેશે બીજું શાક ખાઇને જમવાનું કામ પતાવ્યું. માછલીના ઝોળને તો એણે હાથ પણ ન અડકાડયો. માતંગિનીએ પૂછ્યું: "કેમ, ઝોળ ન ખાધો ?"

કઠોર અવાજે ગણેશ બોલ્યો: "તમારે માટે આપી ગયાં છે, તમે ખાઓ, આવી મમતાની મને દરકાર નથી."

મહામાયા બોલી: "હું તો જાણુતી જ હતી બહેન, કે એ માછલીનો ઝોળ નહિ ખાય. આટલી મમતા શા કારણે રાખે છે એ જાણો છો ? દુણાઈ ગયેલા ઝોળને લીધે પૂરો ભાત પણ ન ખાધો."

મુરલી પણ આ વખતે પોતાના રસોડામાં જમવા બેઠો હતો. તેણે પૂછ્યું: "તું ઝોળ આપી આવી હતી, નિતુ ?"

નિસ્તારિણીએ પોતાનો સંકોચ છુપાવવા ખાતર કહ્યું: "તે શું

કરું કહો, મોટી માછલી ઉપાડી લાવ્યા; ખાય કોણ? તો પછી શું નાખી દેવાય? તેથી ત્યાં જ આપી આવી. અને એક ઓસરીએ રહેતાં હોઈએ તો આમ લેવડદેવડ રાખવી જોઈએ.”

મંદ હાસ્યપૂર્વક મુરલી બોલ્યો: “લેવડદેવડ રાખવી જોઈએ તે સાચું, પણ હવે કોઈ દિવસ કશું મોકલતી નહિ.”

મોટી ભાભીએ મોકલેલો ઝોળ ગણેશે ન ખાધો, પણ વિશુ તો કાકા તરફથી મળતી ખાવાની દરેક વસ્તુ ખૂબ આનંદથી ખાતો, બલ્કે વખતોવખત કાકાને અને કાકીને ખાવાની વસ્તુ માટે ખૂબ પજવતો. નિસ્તારિણી આ જોઈને પણ પુત્રને વારતી કરતી નહિ. પરંતુ મહામાયાને આ અસહ્ય થઈ પડ્યું હતું. કોઈ કોઈ વાર એકાદ તમાચો ચડાવી દેતાં પણ એ અચકાતી નહિ. નિસ્તારિણી આ જોવા છતાં કશું નહોતી બોલતી.

નિશાળેથી ઘેર આવીને ગણેશ નાસ્તો કરવા બેઠો હતો. એ વખતે વિશુ આવીને હાજર થયો અને કાલી કાલી બોલીથી કહેવા લાગ્યો: “પેંડો...કાકા, હું પેંડો ખાઈશ.”

ગણેશ પેંડો લઈને વિશુના હાથમાં આપવા ગયો. મહામાયા બાજુમાં બેઠી બેઠી પાન બનાવી રહી હતી. તેણે વિશુ સામે જોઈને તીખા અવાજે કહ્યું: “બાપ રે બાપ, આવો ખાઉધરો છોકરો તો કોઈ દિ' નથી જોયો. આખો દિ' ખાઉં ખાઉં જ કર્યા કરે છે! કોઈને સુખેથી ખાવા પણ દેતો નથી. આમ તો મા બહુ ડાહીડમરી છે, પણ છોકરાને ઘડીકેય સાચવી શકતી નથી.”

વિશુ કાકીની વાતનો અર્થ બરાબર સમજી શકયો નહિ, એટલે એ તો પહેલાંની માફક નાચતો કૂદતો હાથ લાંબો કરીને બોલવા લાગ્યો: “પેંડો, કાકા...પેંડો!”

ગણેશે રૂક્ષ નજરે એક વાર પત્ની સામે જોઈને વિશુ સામે જોયું. ત્યાર

પછી હાથમાંનો પેંડો નીચે મૂકી વિશુના ગાલ પર તમાચો ચડાવી દીધો. અને ત્રાડ પાડીને કહ્યું : “ નાલાયક, શું ઘરમાં ખાવાનું નથી મળતું ? જા, ઘરમાં ચાલ્યો જા. ”

કાકા તરફથી આ રીતે પેંડાને બદલે તમાચો મળશે એવી કલ્પના આ બાળકને સ્વપ્ને પણ નહોતી. તે બંને હાથે આંખો ચોળતો ચોળતો ચાલ્યો ગયો. ગણેશ એક પ્યાલો પાણી પીને ઊભો થઈ ગયો.

નિસ્તારિણીએ એને બોલાવીને કહ્યું : “ તમે વિશુને માર્યો ગણેશભાઈ ? ”

ગણેશે ઉગ્ર અવાજે કહ્યું : “ હા, માર્યો છે, સારું કર્યું છે. મારી પાસે આવ્યો શા માટે ? શું તમે એને સાચવી શકતાં નથી ? ”

નિસ્તારિણીએ સ્થિર અવાજે કહ્યું : “ તમારી પાસે આવે એમાં મારે સાચવવાનું શું હોય ? તમે શું પરાયા છો, ગણેશભાઈ ? ”

બૂમ પાડતો ગણેશ બોલ્યો : “ હા, પરાયો છું; એકસોએક વાર પરાયો છું. આ હું સ્પષ્ટ કહી દઈ છું કે હું બધાથી પર છું, મારી સાથે કોઇને કોઈ પ્રકારનો સંબંધ નથી. ”

મોટેથી બડબડતો બડબડતો ગણેશ ઘરની બહાર નીકળી ગયો.



## [ ૧૮ ]

**પૂજાની** એક માસની રજા અને બે માસનો પગાર લઈને ગણેશ જે દિવસે ઘેર આવ્યો, તે જ દિવસે મહામાયાએ સ્વામીને પૂછ્યું: " પૂજામાં મને શું આપશો ? "

ગણેશે કહ્યું: " જે આપી શકાશે તે. "

અધરકિનારે મૃદુ હાસ્યતરંગ અને નયનકિનારે વિદ્યુત્ તરંગ નચાવીને સુહાગભર્યા સ્વરે મહામાયા બોલી: " ઓહ ! એમ તો નહિ ચાલે, હું જે માગું તે આપવું પડશે. "

જરા હસીને ગણેશ બોલ્યો: " તું કદાચ રાજાનો ધનભંડાર માગે તો?"

હળવો કટાક્ષ કરીને મહામાયા બોલી: " વાહ ! મને શું એવી સાવ નાદાન સમજો છો કે, હું રાજાનો ધનભંડાર માગીશ ? રાજત્વની મારે કશી જરૂર નથી, મારું રાજત્વ કહો કે જે કહો તે તમે જ છો. "

મહામાયાનો અવાજ જાણે પ્રેમભક્તિથી ગળગળો થઈ ગયો. ગણેશ મુગ્ધ નજરે પત્નીના પ્રેમપ્રફુલ્લ વદન સામે જોઈને બોલ્યો: " ત્યારે તું શું ઇચ્છે છે, માયા ? "

" હું જે ઇચ્છું છું તે આપશો ? "

" જો અસાધ્ય નહિ હોય તો આપીશ. "

" જરૂર ? "

" હા. "

મહામાયાએ તરત પેટી ખોલીને એક હાર સ્વામીના હાથમાં મૂક્યો. ગણેશે પ્રશ્ન કર્યો: " આ હાર કોનો છે ? "

મહામાયા બોલી: "નેત્યની મા એ વેચે છે. ગિનીનું સોનું છે. સસ્તા ભાવે આપશે એટલે ઘડામણનો ખરચ નહિ લાગે. લગભગ સવાસો રૂપિયા થશે; પાંચેક તોલાનો છે."

ગણેશ નીરખી નીરખીને એ હાર જોવા લાગ્યો. મહામાયા બોલી: "જૂનો હોવા છતાં પણ નવા જેવો જ છે; ઘાટ પણ સરસ છે."

ગણેશે કહ્યું: "હા, છે તો સરસ! પણ..."

"હું તમારું પણબણ સાંભળવાની નથી, તમારે પૈસા આપવા જ પડશે. આપશો કે નહિ તે કહો."

મહામાયાએ સ્વામીના ખભા પર હાથ મૂક્યો. ગણેશ બોલ્યો: "પણ પૈસા ક્યાં છે?"

"કેમ, તમે બે મહિનાનો પગાર તો લાવ્યા છો."

"એથી શું? રૂપૈડી તો પચાસને! એ સિવાય બે માસનો ઘરખરચ પણ ઊભો છે."

મહામાયાનો ચહેરો ઝંખવાણો પડી ગયો; તેણે એક નિસાસો નાખ્યો. ગણેશે હાથમાંનો હાર મહામાયાના હાથમાં મૂકી દીધો. મહામાયાએ હાર સામે નજર રાખીને ગંભીરતાપૂર્વક કહ્યું: "મને આવી ખબર હોત તો હું એની સાથે વાત નક્કી કરત. હવે મારે શું કહીને હાર પાછો આપવો?"

ગણેશ પણ પત્નીના આ દુ:ખમાં હળવો નિ:શ્વાસ નાખ્યા વગર રહી શક્યો નહિ.

મહામાયાએ ઘડીક નીરવ રહીને ધીરેથી કહ્યું: "શું કોઈ પણ ઉપાયે પૈસા મેળવી શકાય એમ નથી?"

"ઉપાય હોત તો જરૂર આપત."

"એ તો સમજી. તો પછી હાર પાછો જ આપી દઉં ને?"

"એ સિવાય બીજો રસ્તો નથી."

જરા વિચારીને મહામાયા બોલી: "હં, મોટા ભાઈ પાસે તમારા કેટલા રૂપિયા લેણા છે?"

ગણેશ ચમક્યો. મહામાયાએ ધીમેથી કહ્યું: "તે એમની પાસેથી થોડાક રૂપિયા ન માગી શકાય?"

ગણેશે પત્ની સામે તીરછી નજરે જોઇને કહ્યું: "માગી તો શકાય, પણ શું કહીને તગાદો કરવો?"

"એ તો ખરૂં, ગમે તેમ તો ય મોટા ભાઇ છે ને! પણ એ તો છ માસની અંદર પૈસા આપી દેવાના હતા ને? છ માસ તો થઇ ગયા છે."

ગણેશે ધરતી સામે જોઇને કહ્યું: "આઠ મહિના થયા છે. મને લાગે છે કે પૈસા ભેગા નહિ કરી શકાયા હોય."

મહામાયા કંઈ જ બોલી નહિ. એણે હારને ઘડીક આમતેમ હાથમાં નચાવી પેટીમાં મૂકી દીધો. ગણેશ વિચારમાં પડયો. મહામાયાએ સ્વામીનો હાથ પકડીને હસતા નયને પ્રશ્ન કર્યો: "શું વિચારો છો?"

"વિચારું છું, કે ભાઇને તાકીદ કરું કે નહિ!"

"જો તાકીદ કરવામાં અન્યાય જણાતો હોય, તો તગાદો કરવાની શી જરૂર છે?"

"એમાં અન્યાય શેનો? લેણા છે ને માગવા છે!"

મહામાયા કશું ન બોલતાં પાન બનાવવા લાગી.

બીજે દિવસે જમીને મુરલી જ્યારે દુકાને જતો હતો, ત્યારે ગણેશે રસ્તામાં મળીને કહ્યું: "ભાઇ, પેલા હિસાબના રૂપિયા...જે છ માસના વાયદા પર..."

મુરલીએ વ્યસ્ત ભાવે કહ્યું: "હા, હા. છ માસમાં આપવાનો જ ઠરાવ હતો; પણ ભાઈ! હજી સુધી હું ભેગા કરી શકયો નથી. તેથી જ..."

"બધા ન આપી શકો તો હાલ તુરત સોએક રૂપિયા..."

"હં." કહીને મુરલી ગણેશના મોઢા સામે જોઇ રહ્યો. ત્યાર પછી ધીરે ધીરે બોલ્યો: "પૂજાના દિવસોમાં વેપારીઓનું પતાવવું પડશે. પૂજા પછી જોયું જશે."

ગણેશે માથું નીચું નમાવી જરા કઠોર થતા અવાજે કહ્યું: "જોયું

જશે એમ નહિ, પૂજાના દિવસો પહેલાં જ મારે રૂપિયાની જરૂર છે. જો ન આપી શકો તો એ પણ જણાવી દેજો."

એટલું કહીને ગણેશ ઉતાવળે પગલે ઘર તરફ ચાલ્યો ગયો. મુરલી ચિંતાભર્યા ચિત્તે ધીરે પગલે દુકાન તરફ ગયો.

તે દિવસે મુરલી દુકાનેથી મોડી રાતે ઘેર પાછો ફર્યો. નિસ્તારિણીએ પૂછ્યું: "કેમ આજ મોડું થયું?"

"ઉઘરાણી ગયો હતો."

નિસ્તારિણીએ થાળી પીરસી. મુરલી ભાત ખાઇને સૂઈ રહેવા ગયો. નિસ્તારિણી જમી પરવારીને ઓરડામાં ગઈ. તેણે જોયું તો સ્વામી હજી સુધી સૂતા નહોતા, બિછાના પર વિચારમગ્ન સ્થિતિમાં હાથમાં હુક્કો લઇને બેઠા હતા. નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો: "હજી નથી સૂતા?"

"વિચાર કરું છું."

"શેનો?"

"ગણેશને સો રૂપિયા ક્યાંથી આપવા એ વિચારું છું."

"ગણેશને વળી અત્યારે પૈસાની શી જરૂર?"

"એને ખાસ જરૂર હોય એમ લાગે છે. ત્રણસો રૂપિયા માગે છે, હાલ તુરત સો રૂપિયા દેવા પડશે. ઉઘરાણીમાંથી દોઢસોક રૂપિયા અત્યારે મળી શકશે. દોઢસો રૂપિયામાં વેપારીઓનું પતે એમ નથી. ચૂલામાં જાય વેપારીઓ, એકસો રૂપિયા ગણેશને તો આપી દઉં."

"વેપારીઓ ચૂલામાં જશે તો દુકાન કેવી રીતે ચાલશે?" નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો.

મુરલીએ ઉગ્ર થતા અવાજે કહ્યું: "દુકાન પણ ચૂલામાં જશે."

નિસ્તારિણીએ આશ્ચર્ય પામતાં પૂછ્યું: "તમે પાગલ તો નથી થયા ને?"

મુરલીએ પત્ની સામે જોઈ અભિમાનથી દબાયેલા અવાજે કહ્યું: "હું તો હંમેશનો પાગલ રહ્યો છું નિતુ, પણ ગણેશે આજ તાકીદ કરી!"

મુરલીનો અવાજ કંઇક રૂંધાઇ ગયો. હવે નિસ્તારિણી દુકાન અને

વેપારીને ચૂલામાં નાખવાનું કારણ સમજી શકી. સમજ્યા પછી તે કશો ઉત્તર આપી શકી નહિ. સ્વામીના હાથમાંથી હુક્કો લઈ એણે એક તરફ મૂકી દીધો. મુરલી થાકેલા હૃદયે સૂઈ ગયો. નિસ્તારિણી બાજુમાં ઊભી રહીને પંખા વડે પવન નાખવા લાગી.

બીજે દિવસે મુરલીએ વેપારીઓને ટાળીને સો રૂપિયા ગણેશને આપી દીધા. માતંગિનીએ આ જાણતાં ગણેશને કહ્યું : "અરે ગણેશ, તેં શું રૂપિયા માટે મોટા ભાઈ પાસે તગાદો કર્યો હતો?"

ગણેશે ગંભીરતા ધારણ કરી ઉત્તર આપ્યો : "હા, કર્યો હતો."

માતંગિનીએ ઘડીભર વિસ્મયપૂર્ણ નજરે નાના ભાઈ સામે જોઈને કહ્યું : "તગાદો કરતાં તને જરાય શરમ ન આવી?"

કઠોર અવાજે ગણેશ બોલ્યો: "ના."

ક્રોધ અને ક્ષોભથી માતંગિનીનો અવાજ જાણે દબાઈ ગયો. તે ફક્ત તીરછી નજરે ગણેશના મોઢા સામે જોઈ રહી. ગણેશે કહ્યું : "મને તો શરમ નથી, પણ જે લોકો પારકા રૂપિયા રાખીને બેઠા છે તેને તો શરમ છે ને?"

માતંગિનીએ તીવ્ર કંઠે કહ્યું : "તારી પાસે જે કંઈ છે, તે જો આજ તારું હોત તો કોઈ કાળે તગાદો કરી શકત નહિ. શું તેં પૈસાને જ મોટો માન્યો?"

ઓરડામાંથી બહાર નીકળીને મહામાયાએ ચીપીચીપીને કહ્યું : "તે શું કરવું, કહો જોઈએ બહેન? જે લોકો ગરીબ છે એને મન પૈસો મોટો છે, જે લોકો મોટા છે, એને મન પૈસાની કશી કિંમત નથી. પારકી થાપણ દબાવી રાખતાં મોટા માણસને શરમ ન હોય!"

માતંગિનીએ રોષથી દબાયેલા અવાજે કહ્યું : "જો નાની વહુ, તારી સાથે હું વાત નથી કરતી, તું વચમાં પડીને ઝઘડો કરવા ન આવ."

નાકનું ટેરવું ચડાવીને મહામાયા બોલી : "કેમ નહિ? હું કોઈની વાત ઉધાર નથી રાખતી! જેમની સાથે તમે વાત કરો છો, એમના તરફથી હું

બોલું છું, સમજ્યાં ? અમે કંઈ તમારા જેવાં હજી મોટાં માણસ નથી થયાં."

મોઢું ફેરવીને મહામાયા ઓરડામાં ચાલી ગઈ. માતંગિની પાણિયારા પરથી ગાગર લઈને સ્નાન કરવા વિદાય થઈ. ગણેશ શૂન્યવત્ થઈને ઓસરીની કોર પર બેસી રહ્યો.

એ સમયે વિશુએ આવીને સાદ કર્યો: "કાકા!"

ગણેશે મોઢું ઊંચું કરીને એની સામે જોયું. વિશુએ નજીક આવી એનો એક હાથ પકડીને કહ્યું: "મને એક નવો કોટ આપશો, કાકા ?"

ગણેશ ગંભીરભાવે બોલ્યો: "કેમ ?"

વિશુએ ઝંખવાણા ચહેરે ધીરેથી કહ્યું: "ચાટુજ્યેના કનુએ નવો કોટ લીધો છે, મને એના જેવો નવો લાવી આપશો ?"

તીખા અવાજે ગણેશ બોલ્યો: "સારું, સારું, કોટ લાવી આપીશ; અત્યારે જા."

બાળક ભયથી પાછો હઠી ગયો. ગણેશ ઊઠીને બહાર ગયો.

સાંજે ગણેશ જ્યારે કાગળના બંડલમાં નવો કોટ હાથમાં લઈને ઘેર આવ્યો, ત્યારે નિસ્તારિણીએ પોતાની ઓસરીની કોર પર ઊભા રહીને કહ્યું: "ગણેશભાઈ, વિશુ માટે એક કોટ લાવી આપશો ? હું તમને તમારા ભાઈથી છાના પૈસા આપી દઈશ."

ગણેશે ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો: મારા સિવાય શું તમારે બીજું કોઈ માણસ નથી ?"

"તમારા ભાઈને કહી શકાતું નથી. હમણાં ખૂબ ચિંતામાં રહે છે. નાણાંની વ્યવસ્થામાં એમનું માથું ઠેકાણે નથી. એથી એમને કહેતાં મને ભય લાગે છે."

ગણેશે કહ્યું: "એમને કહેતાં ડરતાં હો, તો બીજા પણ ઘણા માણસો છે. કૂતરાની પૂંછડીએ પૈસા બાંધી દેશો તો પણ ઘેર પહોંચી જશે."

દિયર-ભોજાઈ વચ્ચે થતી આ વાતચીત દરમ્યાન વિશુ કાકાના હાથમાંનું બંડલ જોઈને "આ શું લાવ્યા કાકા, આ શું લાવ્યા ?" કહેતો

દોડી આવ્યો અને ગણેશના હાથમાંથી બંડલ ખેંચી લઈ, છોડીને અંદરથી કોટ કાઢી કૂદવા લાગ્યો. કોટ જોઈને તે ખુશ થતો બોલવા લાગ્યોઃ "મારો કોટ, મારો કોટ!"

નિસ્તારિણીએ પ્રશ્ન કર્યોઃ "આ કોટ કોનો છે?"

"એક સંબંધી માટે લાવ્યો છું." કહીને ગણેશે વિશુ સામે જોયું.

"એની કિંમત?"

"બે રૂપિયા દસ આના."

"કોટ સરસ છે. એ જો વિશુને બરાબર થાય તો એને જ આપો. હું હાલ બે રૂપિયા આપું છું, દસ આના થોડા દિવસ પછી આપીશ."

ગણેશે ભાભી સામે તીરછી નજરે જોઇને કહ્યું: "ના."

ત્યાર પછી વિશુના હાથમાંથી કોટ ખેંચી લઇ ગણેશ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. વિશુ "મારો કોટ, કાકા, મારો કોટ" કહેતો રડતો રડતો કાકાની પાછળ ગયો. ગણેશે પાછળ ફરી વિશુને ધમકાવ્યો. વિશુ અચકાઈને ઊભો રહ્યો–રડવા લાગ્યો.

નિસ્તારિણીએ પુત્રને લઈ જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ વિશુ ગયો જ નહિ; તે તો "કોટ કોટ" કરતો રડતાં રડતાં હાથપગ પછાડવા લાગ્યો. નિસ્તારિણીએ એને સમજાવવાનો પ્રયત્ન કર્યો, ધમકાવ્યો પણ ખરો, પણ વિશુનું રુદન શાંત ન પડ્યું; માના ખોળામાં પડયો પડયો એવા જોરથી હાથપગ પછાડવા લાગ્યો કે એને ખોળામાં રાખી શકાય એમ ન રહ્યું. ઓરડામાંથી મહામાયાએ તીવ્ર વિરક્તિ સહિત સ્વામીને કહ્યું: "કોટ આપી દો ને! એને માટે તો લાવ્યા છો."

ગણેશે ઉશ્કેરાયલા અવાજે કહ્યું: "કોણ કહે છે એના માટે લાવ્યો છું?"

મહામાયાએ મોં મચકોડી કટાક્ષભર્યા અવાજે કહ્યું: "એમ નથી તો શું મારા માટે કોટ લાવ્યા છો? લાવો, હું આપી આવું છું. છોકરો પણ તોબા પોકરાવે એવો છે! એણે તો આખું ઘર ગજવી મૂક્યું."

ગણેશના હાથમાંથી કોટ લઇને મહામાયા વિશુને આપવા બહાર

નીકળી. પણ તે વિશુ પાસે પહોંચે તે પહેલાં જ ગણેશે પાછળથી આવી પત્નીના હાથમાંથી કોટ ખેંચી લીધો અને ત્યાં ને ત્યાં ઊભા રહી બંને હાથથી પકડીને ચીરેચીરા કરી ફાડી નાખ્યો. કોટના ચીરા થતા જોઈને વિશુ વધારે જોરથી રડવા લાગ્યો. નિસ્તારિણી હવે વધુ સહન કરી શકી નહિ. તેણે છોકરાની પીઠ પર એક ધપ્પો લગાવી છોકરાને ફળિયામાં પછાડ્યો. વિશુ ફળિયાની ધૂળમાં આળોટતો ચીસો પાડતો રડવા લાગ્યો. બીજી તરફ ગણેશ દાંત પીસીને ઓરડામાં ચાલ્યો ગયો.

મુરલી ઘરમાં આવીને નિસ્તારિણી સામે ઊભો રહ્યો. ધીર ગંભીર અવાજે એણે કહ્યું : "વિશુને માર્યો, નિતુ ?"

નિસ્તારિણી એ સમયે ક્ષોભ અને દુ:ખથી ધ્રૂજી રહી હતી. તેણે પાગલની માફક સ્વામીના પગમાં માથું મૂકીને કહ્યું : "હા, માર્યો છે, મને મારવી છે ? મારો, જો ન મારો તો..."

"હું પુરુષ છું નિતુ..." કહીને મુરલીએ વિશુને તેડી લીધો અને એના શરીર પરથી ધૂળ સાફ કરતો બહાર ચાલ્યો ગયો.



[૧૯]

સંધ્યાકાળ થવાને થોડી વાર હતી. હલદર મહાશયને ઘેર સ્ત્રીઓની ચોવટ જામી હતી. એ ચોવટમાં નેત્યની મા હતી, ક્ષાન્તની ફોઈ હતી, રાયની ગૃહિણી હતી. બીજી પણ પડોશની બે-ચાર નાની મોટી સ્ત્રીઓની હાજરીથી આ ચોવટ ખૂબ ખીલી હતી. મિજલસમાં મુરલી હાજરાના ઘરની વાત ચર્ચાતી હતી અને મોટી વહુ તથા નાની વહુમાંથી કોનો વાંક હશે એ વાતનો નિર્ણય થતો હતો. પરંતુ સહસ્ત્ર રજનીની કથા માફક એકાએક વિચારધારામાં પલટો આવ્યો; વાતના પ્રવાહમાં હલદર મહાશયના ઘરની જ વાત નીકળી પડી. વાતનું વળું બદલાયું. હલદર મહાશયનાં ગૃહિણીએ મુરલીના ઘરની વાતમાં જ બળાપો કરતાં કહ્યું: "ભાઇએ ભાઈના ઝઘડાની વાત ન કરશો, મા! એટલે દૂર શામાટે જવું પડે! અમારા જ ઘરમાં જુઓને!"

નેત્યની માએ કહ્યું: "એ વાત ખોટી નથી મા, તમારો દિયર પણ જરાક પાંખો આવી કે તરત મોટા ભાઈને છોડીને જુદો થઈ ગયો."

ગૃહિણીએ વ્યસ્ત ભાવે કહ્યું: "માત્ર છોડી દીધા નથી, પ્રપંચ કરીને બધું લઈ લીધું. અમને શું આપ્યું હતું? કશું નહિ, બાઈ, કશું નહિ. જુદા થયા પછી તો અમારા માથે છપ્પનના પાટા પડ્યા છે. એક ટંકનો ભાત પણ નહોતો મળતો. હું એમને કહેતી તો કહેતા, 'જવા દે, નાના ભાઈના ઘરમાં છે ને! આપણો ભગવાન છે, એ જ વિચાર કરશે. હું ધર્મના રસ્તે હોઇશ તો બધાં સારાં વાનાં થશે! તે મા, તમારા જેવાં પાંચ માણસોના આશીર્વાદથી અમારે શું નથી? આ બધું એમણે પોતે જ

મેળવ્યું છે; નહિ તો જુદા થયા ત્યારે અમને શું મળ્યું હતું ! સાસુના વખતનો એક ભાંગલો પા'ણો !"

ક્ષાંતની ફોઈનો એક હોઠ કપાયેલો હતો. તે બોલી : "ખરું છે બાઈ, કોઇના ઘરની વાત કોઈ થોડું જાણે છે ! અમે તો સાંભળ્યું હતું કે, તમે જ નાના ભાઇને હાથેપગે તગડી મૂકયો હતો."

ગૃહિણીએ આશ્ચર્યનો અભિનય કરી ગાલ પર હાથ મૂકી કહ્યું : "અમે તગડી મૂકેલ ? બળ્યું અમારું કરમ ! અરે, અમને જ મારીને તગડી મૂકયાં હતાં; પણ પડોશના પાંચ માણસોએ વચ્ચે પડી ઘરબાર—જણસ ભાવ બધાનો સરખો ભાગ પાડી દીધો."

"એમ જ હશે." કહીને ક્ષાન્તની ફોઈએ હળવું હાસ્ય વેર્યું.

નૈત્યની માએ કહ્યું : "હશે શું, એમ જ બન્યું હતું. ભાગ પાડતા હતા ત્યારે હું ડહેલી પાસે જ ઊભી હતી. બારઆની ભાગ નાના ભાઇને મળ્યો છે, સમજ્યા ?"

ગૃહિણી બોલી : "અને મા, એ વખતે તો અમારે માથે ઝાડ ઊગ્યાં'તાં. છોકરીનાં લગન કર્યાં ત્યારે માથા પર દેવાનો તો પાર નહિ ! હું માંદી, ઊઠવા બેસવાની પણ મારામાં તાકાત નહિ, અને જુદું થવું પડ્યું. સારાં સારાં લૂગડાં ને મોટાં વાસણ તો કયારનાં ય ઉપડી ગયાં હતાં. મારી દેરાણી નીચું જોઇને ધીરે ધીરે બોલે છે, પણ એ કંઈ ઓછી નથી. મારું તો બધું દગાથી લઈ લીધું. તે ભલે લીધું, દગો કરીને પણ ભલે સુખી થતાં ! મને કંઇ એના જેવા શાપ દેતાં નથી આવડતા, મા ! હું તો ભગવાનને એટલું જ કહું છું કે મને જેણે દગો દીધો હોય, એનો વિચાર તું કરજે; એના સાતે જન્મારા એળે જાય એવો ન્યાય કરજે."

નૈત્યની માએ કહ્યું : "તમે શામાટે શાપ આપો ! ગમે તેમ તોય એ કંઈ પરાયાં નથી. દિયર ને દેરાણી થોડાં છૂટી જવાનાં હતાં ?"

એક ઊંડો નિ:શ્વાસ નાખીને ગૃહિણી બોલી : "અરે મા, હું તો 'મારા, મારા' કરીને મરી જાઉં છું, પણ એ લોકો શું અમને

પોતાનાં ગણે છે? પડખેથી તરી જાય છે. મારે એકનો એક ખોટનો દીકરો છે, પણ કોઈ દિ એના કાકાએ એના હાથમાં મૂઠી મમરા પણ નથી મૂક્યા. છતાંય એ તો ભાઈ ભાઈ કરીને મરી પડે છે. કહે છે: "ગમે તેમ તો ય નાનો ભાઈ છે, માટીનાં માણસો મા, માટીનાં માણસો."

રાયની ગૃહિણીએ માથું હલાવતાં કહ્યું: "હરીશ જેવો ભલો કોઈ નહિ હોય. મને જ્યારે મળે ત્યારે કહે: 'મા, તમારા હાથની દાળ અને ઝોળ ન મળે ત્યાં સુધી મારું પેટ જ ભરાતું નથી!' અને ગિરીશને તો બોલાવવાનું પણ મન નથી થતું. કો'ક વખત કહીએ ત્યારે રૂવાબમાં જવાબ આપે કે, મને વખત નથી, ઓફિસે જવું છે!"

ગૃહિણીએ વ્યગ્રતાપૂર્વક કહ્યું: "અભિમાન! એની તો વાત જ ન કરશો, મા! અભિમાનનો તો એ ઈજારદાર છે. ઇ ને એની વહુ બે ય અહં-કારમાંથી કે' દિ ઊંચાં આવે છે!"

નૈત્યની માએ નવો પ્રશ્ન કર્યો: "મેં સાંભળ્યું છે કે ગિરીશની વહુ માંદી છે. શું આ વાત સાચી છે?"

ગૃહિણીએ મોં બગાડીને કહ્યું: "કોને ખબર મા, હું તો ઈ પંચાતમાં પડતી જ નથી. જરૂર શી? પારકી પંચાતમાં લાઠી મળે અને ઘરની વાતમાં રોટી મળે; પણ સાંભળ્યું છે કે, રોજ તાવ આવે છે ને કંઈક પેટમાં પણ પીડા થાય છે. બિચારા ગિરીશભાઈને પણ દુ:ખનો પાર નથી. હાથે રાંધીને કાચું કોરું ખાવું પડે છે, નાની વહુ તો ડાકણ જેવી થઈ ગઈ છે."

નૈત્યની માએ કહ્યું: "તે માંદી પડી છે તો દવા શા માટે નથી કરાવતા?"

ગૃહિણીએ કહ્યું: "દવા કરાવે! પૈસા ખરચવા પડે ને! પૈસા! પૈસા પૈસા કરીને જ મરવા પડી છે. હાય પૈસો! એમ જો પૈસાને પૂજ્યા હોત, તો આજ પૈસાના ઢગલા પર બેઠાં હોત."

રાયની ગૃહિણીએ કહ્યું: "સાવ સાચું છે, વહુ! હું તો ઘરડી થઈને મરવા પડી છું, તો ય કોઈ દિવસ રાતી પાઈ પણ ગાંઠે બાંધી શકી નહિ. કોઈ કોઈ વાર કોઈની ચીજ વસ્તુ ગીરવી રાખું, તો વ્યાજનો હિસાબ

પણ ન કરી શકું; પાંચ આનાને ઠેકાણે સાત આના થઈ જાય. વહુ તો ઘણું ય કહે છે, પણ ઉપાય શું? રામા કુંભારે બે રૂપિયા વ્યાજે લીધા હતા, તે આજે આપી ગયો. સાડાતેર આના વ્યાજના થયા હતા, બે પૈસા ઓછા આપવા પગમાં પડયો. ત્યારે મેં કહ્યું કે જવા દે ભાઈ, એક પૈસો જતો કરું છું. અને વહુ આવીને ઘણો ઠપકો દેવા લાગી. કહેતી કે "મા, તમે તો બહુ ઉદાર થઈ જાઓ છો, આમ સંસાર ન ચાલે."

ક્ષાન્તની ફોઈએ હસતાં હસતાં કહ્યું: "જોજો મા, તમારી વહુ પણ તમારા જેવી ઉદાર ન થઈ બેસે."

રાયની ગૃહિણીએ કહ્યું: "અરે બહેન, એ તો આજના જમાનાની સ્ત્રી છે, પાઈએ પાઈનો હિસાબ ગણે છે."

ક્ષાન્તની ફોઈ કંઈક કહેવા જતી હતી, પણ કંઈ કહી શકી નહિ. ગિરીશની પુત્રી અનુપમા ઝાંઝરના ઝણકાર કરતી હાજર થઇ. સૌ એની સામે વ્યગ્ર નજરે જોઈ રહ્યાં. અનુપમાએ આવીને ભાભુ તથા રાયગૃહિણીને પ્રણામ કર્યાં. નૈત્યની માએ પ્રશ્ન કર્યો: "લે, આ તો ગિરીશની અનિ! ક્યારે આવી બેટા?"

અનુપમાએ મૃદુ સ્વરે કહ્યું: "થોડી વાર પહેલાં."

ગૃહિણીએ પ્રશ્ન કર્યો: "સાસરેથી પાછી મોકલી?"

અનુપમાએ નીચી નજર રાખીને કહ્યું: "મારી બાની તબિયત નરમ છે એટલે મારા બાપુએ કાગળ લખ્યો હતો...તેથી..."

ગૃહિણી વિસ્મયભર્યા અવાજે બોલી ઊઠી: "તે કાગળ મળતાં જ મોકલી દીધી? તારું સાસરિયું પણ ભારે! ભાગ્યની વાત છે, મારી સુભીને ગયે આજે એક વરસ થઈ ગયું, કેટલીય વાર તેડાવવા માટે લખ્યું, પણ મોકલવાની તો કોઈ વાત જ કરતા નથી! ભાગ્ય હોય તેવું કુટુંબ મળે."

ત્યાર પછી અનુપમાના સાસરિયાની વાત પર અને એના દાગિનાની સમાલોચના પર ઊતરી પડયાં. નૈત્યની માએ પ્રશ્ન કર્યો: "અનિ, આ ચંદનચુડી તારા બાપના ઘરની છે કે એ લોકોએ આપી?"

"એ લોકોએ આપી છે."

નૈત્યની મા બોલી: "વાહ, ઘાટ ઘણો સારો છે."

ગૃહિણીએ નાકનું ટેરવું ચડાવી કહ્યું: "આ ઘાટ કંઈ સારો ન ગણાય. આવો બેડોળ ઘાટ શું શોભતો હશે?"

"હા, જરા ઘાટ તો એવો છે. આવા દુબળા–પાતળા હાથે જરાય ન શોભે." નૈત્યની માએ વાત ફેરવી.

ગૃહિણી બોલી: "આથી અડધો ગાળો હોય તો ઠીક લાગે. આવી વજનદાર ચુડીઓ દુબળા હાથમાં સાવ કદરૂપી લાગે છે, મારી સુભીના હાથમાં આ ચુડીઓ સારી શોભે."

ક્ષાન્તની ફોઈએ કહ્યું: "ઘરેણાં ઘડાવે ત્યારે સામાન્ય રીતે જરાક મોટાં જ ઘડાવે. અનિ કંઈ હંમેશ માટે થોડી જ દુબળી રહેવાની હતી!"

ગૃહિણીએ મોઢું બગાડીને કહ્યું: "ચૂડીની વાત ક્યાં છે! બધાં જ ઘરેણાં કઢંગાં છે, એકેય શોભે એવું નથી. એના કરતાં મારી સુભીની માફક માપસરનાં કરાવ્યાં હોત, તો ખૂબ દીપી ઉઠત. મારી સુભીને તો ઘરેણાં ભારે દીપે છે; શું કહો છો કાકી?"

નૈત્યની મા બોલી: "તારી સુભી જેવી છોકરી કંઈ ઘેર ઘેર હોય છે? સુભી તો જાણે સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે."

ક્ષાન્તની ફોઈ બોલી: "તે બહેન, સંસારમાં શું બધે લક્ષ્મીનો અવતાર હોય? દુર્ગા, સરસ્વતી, ડાકિની ને યોગિની પણ હોય છે."

નૈત્યની માએ જરા મોઢું મરડ્યું. ગૃહિણીએ અનુપમાની નથ સામે જોઈને કહ્યું: "મા રે મા, તારા નાકમાં આ તે નથ છે કે મોટું ચગદું? આ તો સો વરસ પહેલાંના ઘાટની નથ લાગે છે."

ક્ષાન્તની ફઈએ કહ્યું: "શું આના કરતાં નાની નથ હોય કે?"

ગૃહિણીએ કહ્યું: "કેમ નહિ, મારી સુભીની નથ જોઈ છે? સરસ મજાની છે. મેં પોતે પસંદ કરી સોની પાસે ત્રણ વાર ભંગાવીને ઘડાવી છે. મને તો મારી પસંદગીની ચીજ ન હોય તે ન ગમે."

ક્ષાન્તની ફોઈએ કહ્યું: "પણ બધાની પસંદગી સરખી નથી હોતી."

ગૃહિણીએ કહ્યું: "એ ખરું, પણ આવી બેહૂદી પસંદગી મેં તો સાત ભવમાં ય નથી જોઈ."

રાયની ગૃહિણીએ કહ્યું: "ખરી વાત છે, આજકાલ તો સૌ કોઈને નવા ઘાટ ગમે છે. મારી વહુને તો નથ ગમતી જ નથી, એ તો વટાણાના દાણા જેવડી ચૂંની જ પહેરે છે."

ક્ષાન્તની ફોઇએ કહ્યું: "એ તો પહેરે જ ને! મારો ગુપી કહેતો હતો કે, કલકત્તામાં હવે સરસવના દાણા જેવડી ચૂની પહેરવાનો ચાલ નીકળ્યો છે."

ત્યાર પછી સૌની વિદાય લઇને અનુપમા ચાલી ગઈ. ગૃહિણી બોલી: "એટલું સારું છે કે બધાને પગે લાગે છે; બાકી, એની માને ખબર પડી હોત તો અહીં આવવા જ ન દેત."

સંધ્યા વીતી ગઈ હતી. એટલે ડાયરો વિસર્જન કરી સૌ પોતપોતાના ઘર તરફ વિદાય થયાં; માત્ર નેત્યની મા ન ગઇ. તે ઊઠવા જતી હતી, ત્યાં ગૃહિણીએ એને બેસવા કહ્યું. બધાના ગયા પછી ગૃહિણીએ ઘરમાંથી બશેર જેટલા ચોખા લાવી નેત્યની માના સાડલાના છેડે બાંધી દીધા. બાંધતાં બાંધતાં એણે કહ્યું: "તે દિવસે તમે ખીર રાંધીને ખાવાનું કહ્યું હતું ને કાકી, તે દિવસે ઘરમાં ચોખા નહોતા, હવે આજ આવ્યા છે. આટલા લઈ જાઓ."

નેત્યની માએ હસીને પાડ માન્યો અને વખાણનાં બે–ચાર વાક્યો કહી વિદાય લીધી.

હલદર મહાશયે ડેલીમાં દાખલ થઇને મોટે સાદે કહ્યું: "કાં, આજ ઘરમાં દીવોબીવો કરવો નથી કે શું?"

ગૃહિણીએ ઓરડામાંથી છણકો કરતાં કહ્યું: "ના, નથી કરવો. આખો

દિવસ ગામમાં ચોવટ કરીને હવે હુકમ કરવા આવ્યા!"

હલદર મહાશય જરા રૂક્ષ અવાજે બોલ્યા: "મને તો તું ચોવટિયો માને છે, પણ તારી માફક વાતો કરવાની મને આદત પડી ગઈ હો તો મારું શરીર આટલું દુબળું ન રહેત."

"તમારે માથે કામકાજનો બોજો ખૂબ છે, એ હું ક્યાં નથી જાણતી બહુ કામઢા છો તો આવીને દીવો પ્રગટાવોને."

હલદર મહાશયે ચિડાઈને કહ્યું: "શું હું દીવો પ્રગટાવું?"

"કેમ, એથી કંઈ પૃથ્વી રસાતાલમાં નહિ ચાલી જાય! બીજાએ ઘેર તો પુરુષો ઘરનું અડધું કામ ઉપાડી લ્યે છે, અરે રસોઈ પણ કરે સમજ્યા?"

"એટલે મારે પણ રસોઇ કરીને તને જમાડવી એમ ને?"

"કપાળ મારું! તમે રાંધીને ખવરાવશો? મારા મુઆ પછી પ પાછું વાળીને જુઓ એવા નથી." ગૃહિણી ઓરડામાંથી બહાર નીકળ સ્વામી સામે જોઈને સહજ સ્વરે બોલી: "અત્યારે તો તમે જ દીવો પ્રગટાવ મને જરા વાર છે, હજી કપડાં પણ ધોયાં નથી."

હલદર મહાશયે વિરક્ત ભાવે દીવો પ્રગટાવ્યો. ત્યાર પછી ગૃહિ તરફ ફરીને કહ્યું: "અત્યાર સુધી લૂગડાં નથી ધોયાં? શું કરતી હતી જો, સવારે શાકમાં મીઠું નાખવું ભૂલી ગઇ હતી, એથી મને જમતા કંઈ મજા ન આવી. અત્યારે જરા શાક સારું કરજે."

ગૃહિણીએ કહ્યું: "વાત સાચી, અત્યારે હું શાક કરવા બેસું ખરું ને અત્યારે ચૂલો જ કોણ સંધરૂકવાનું છે?"

"કેમ?"

"મારું શરીર સારું નથી: કમર તો જાણે તૂટી જાય છે. લૂગડાં ધે માળા ફેરવીને પથારીમાં પડું તો જાણે બચી ગઈ."

"અને વાળુ-પાણીનું?"

"હાંડલામાં સવારના ભાત પડ્યા છે, થોડું ખાટિયું પણ છે, તમ

થઈ રહેશે. હું તો અત્યારે એક મુઠ્ઠી મમરા ચાવીને ચલાવી લઈશ."

સવારના ટાઢા ભાત અને તે પણ ખાટિયા સાથે ખાવાના! હલદર મહાશય શુષ્ક વદને બોલ્યા: "હં...સવારના ભાત...ઠીક!"

ગૃહિણીએ ભારે સાદે કહ્યું: "તે હું શું કરું, કહો! મારા સિવાય તો કશું થઈ શકે એમ નથી. મારું આખું શરીર ફાટે છે. અને સવારના ભાત શું નાખી દેવા? ખાટિયાથી તો મારા દાંત ખટાઈ જાય છે, નહિ તો હું જ ખાઈ લેત. ભાત ફેંકી દેતાં મારો તો જીવ નથી ચાલતો."

હલદર મહાશય બેઠા બેઠા માથું હલાવવા લાગ્યા. ગૃહિણીએ પ્રશ્ન કર્યો: "શું કહો છો, તમે વાસી ભાત ન ખાઈ શકો તો આવીને ચૂલો સળગાવું."

હલદર મહાશય બોલ્યા: "ના, હવે ચૂલો સળગાવવાની શી જરૂર છે? વળી પાછા ભાત નાખી દેવા પડશે."

ગૃહિણીએ કહ્યું: "ભાત નાખી નહિ દેવા પડે; કાલે સવારે હું જ ખાઈ લઈશ. સહન તો નહિ થાય, પણ શું કરું, કહો! ભાત નાખી દેતાં જીવ ચાલતો નથી; ભલે, ખાઈને મરવું પડશે તો મરીશ."

હલદર મહાશય બોલ્યા: "તારે મરવાની જરૂર નથી ગોરાણી, મારા જીવતાં બીજા કોઈને મરવું નહિ પડે."

ગૃહિણીએ છણકો કરતાં કહ્યું: "એટલામાં રીસ ચડી ગઈ! વાત વાતમાં રીસ તો પહેલી. બાપ રે, તમારા હલદર વંશને તો નવ નવ ગજના નમસ્કાર! આવું રીસાળવું કુટુંબ તો મારા બાપે ચૌદ પેઢીમાં પણ નથી જોયું."

ગૃહિણીના શરીરમાં ક્રોધનો ભડકો પ્રગટતો જોઈને હલદર મહાશય ત્યાં રહી શકયા નહિ, ખભે ફાળિયું નાખી ઉતાવળે પગલે એ બહાર ચાલ્યા ગયા.



# [૨૦]

ગિરીશે વિચાર્યું હતું, કે ગમે તેમ કરજ કરીને પણ, દિકરીનાં લગ્ન કરી નાખીશ એટલે નિશ્ચિંત થઈ જવાશે. કરજ ચૂકવી શકાય તો સારું, નહિ તો લેણદારો ઘર–જમીન વેચી નાખશે. ત્યાર પછી ક્યાં જઈને ઊભા રહેવું? ઝાડ નીચે તો જગ્યા છે જ. આ બધી ઘણા દૂરના ભાવિની કલ્પના હતી. જેને આવતી કાલે ખાવાનું ઠેકાણું નથી, તેણે આવા લાંબા ભાવિની કલ્પના શા માટે કરવી જોઈએ? એ ચિંતા તો ભગવાન પર છોડી દેવી. આમ ધારીને એ નિશ્ચિંત બન્યો હતો.

પરંતુ માણસની ધારણા જુદી હોય છે અને કાર્ય વખતે પરિણામ સાવ વિપરીત આવે છે. ગિરીશે ઘરબાર ગીરો મૂકીને મોટા ભાઈ પાસેથી પુત્રીના લગ્ન માટે ત્રણસો રૂપિયા લીધા હતા. પુત્રીનાં લગ્ન થઈ ગયાં, પણ પોતે નિશ્ચિંત થઈ શક્યો નહિ, એકાએક એની પત્ની માંદી પડી. ભાદરવાના અંતભાગથી ઝીણો ઝીણો તાવ હંમેશ આવ્યા કરતો. એ જ્વર કોઈ પણ ઉપાયે કાબુમાં ન આવ્યો. એક તો ગરીબનું ઘર, તેમાં વળી સ્ત્રી જાતની બિમારી, એટલે આ બિમારીની વાત કોઈ જાણી પણ ન શક્યું. જ્યારે જાણી શકાયું ત્યારે તાવનું રૂપ પ્રબળ ભાવે પ્રકાશ્યું હતું, સાથોસાથ અપથ્યના કારણે પેટનું દરદ પણ ઊપડયું હતું. આ સાંભળીને ગણેશ ભારે ચિંતામાં પડી ગયો. કોઈ સારા દાક્તરને બોલાવી શકવાની ત્રેવડ નહોતી, એટલે એક કમ્પાઉન્ડરમાંથી દાક્તર બનેલાને ગિરીશ ઘેર લઈ આવ્યો. દાક્તરે દવા આપી, પણ દરદ ઓછું ન થયું. સંસારની ચિંતા, આહારની અનિયમિતતા, સુપથ્યનો અભાવ, આટલી બધી અવ્યવસ્થા વચ્ચે એક લેભાગુ દાક્તરની દવા શું ઉકાળી શકે?"

છેવટે આસો માસના અરસામાં–તે માસના છેલ્લા દિવસોમાં જ્યારે પૂજાના આનંદોત્સવનાં ઢોલક વાગ્યાં, ત્યારે ગિરીશની વહુ પથારીવશ થઈ પડી. ગિરીશના હૈયામાં નિરાશાની ઘોર વેદના જાગ્રત થઈ. પડોશના માણસો ગિરીશને કહેવા લાગ્યા: " ગિરીશભાઈ, જુઓ છો શું, ઘરનું માણસ જવા બેઠું છે, કોઇ સારા દાક્તરને બતાવો."

પડોશીઓનો એ ઉપદેશ સાંભળીને ગિરીશને ચારે દિશાએ અંધકાર નજરે પડયો. હાય! પત્ની જશે! પોતાના દુઃખભર્યા જીવનપથની એકમાત્ર સંગિની, શોકની સાંત્વના, નિરાશાની આશા, દરિદ્રની ગૃહલક્ષ્મી, સહિષ્ણુતાની પ્રતિમૂર્તિ નાની વહુ જશે! ગિરીશ બાળકની માફક ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો. નાની વહુ રોગથી પીળા પડી ગએલા ચહેરા પર પરાણે હાસ્ય લાવી, સ્વામીને સાંત્વન આપતાં બોલી: " છી છી, તમે શું કામ રડો છો? તમને આવા દુઃખમાં મૂકીને તે હું કયાં જવાની હતી?"

પત્નીની આ સાંત્વન–વાણીથી ગિરીશને જરાય શાંતિ ન મળી, તે મોટા ભાઇ પાસે ગયો અને હરીશના પગ પકડીને બોલ્યો: " મોટા ભાઈ, દસ રૂપિયા આપો, રસૂલપુરના દાકતરને બોલાવી એક વાર ઘરમાંથી તબિયત બતાવવી છે."

હરિશે પગ ખેંચી લઈ તિરસ્કારસૂચક અવાજે કહ્યું: " તારા જેવો લાજ વગરનો બીજો કોઈ નહિ હોય! હજી તો હમણાં જ તને ત્રણસો રૂપિયા આપ્યા છે, ત્રણ માસનું અગિયાર રૂપિયા ઉપર વ્યાજ થયું છે. પણ વ્યાજનો એક પૈસોય તેં પરખાવ્યો નથી. દર મહિને મૂળાના પતિકા જેવો પગાર તો લઇ આવે છે, અને પૈસા માગવા આવતાં શરમાતો નથી?"

છતાં પણ ગિરીશે આશા ન છોડી. રડતાં રડતાં એણે કહ્યું: " ગમે તેમ કરીને દસ રૂપિયા આપો, આવતા મહિનાના પગારમાંથી આપી દઈશ; નહિ તો નાની વહુ મરી જશે."

" નાની વહુ મરી જાય એમાં હું શું કરું? હું મરી જાઉં તો કોણ સંભાળે એમ હતું? મારા હાથમાં અત્યારે પૈસા નથી."

મોટી વહુ બારણા પાસેજ ઊભી હતી. તે જરા ધીમા અવાજે બોલી ઊઠી: "હાથમાં હોય તો પણ શું આવી રીતે કોઇ આપી દેતું હશે? રૂપિયાનાં તે શું ઝાડ હોતાં હશે?"

ગિરીશે એક ગંભીર નિઃશ્વાસ નાખ્યો. મોટી વહુ બોલી: "હાથમાં હતા ત્યારે તો કોઈને પૈસા દેખાડયા પણ નહિ, ત્યારે પૈસાની મમતા ક્યાં છૂટતી હતી! હવે નાણાં ખરચીને શું વળવાનું હતું! હાથી આડો ધરશો તોય નાની વહુ બચવાની નથી!"

વજ્રનો આઘાત શું આટલો ભીષણ હશે! શું ખરેખર એ નહિ બચે? ભગવાન! તમે દયામય છો, દયા કરીને નાની વહુને બચાવજો; નહિ તો તમારી આ સુંદર સૃષ્ટિ એક જ પળમાં ઉજડ રણ જેવી બની જશે.

ગિરીશ પાગલની માફક ઘેર ચાલ્યો ગયો; નાની વહુને ત્યારે તાવ ચડયો હતો. છેક પગથી માથા સુધી એક ચાદર ઓઢીને તે સૂતી હતી. ગિરીશે એકદમ આવી એના મોઢા પરથી ચાદર દૂર કરી; પત્નીના મોં સામે મોં રાખી ચીસ પાડી ઊઠતો તે બોલ્યો: "નાની વહુ! નાની વહુ!"

નાની વહુએ મહાકષ્ટે આંખો ઉઘાડીને જોયું તો એના શુષ્ક હોઠ પર હાસ્યની ઝાંખી રેખા રમાડતી તે ભાંગતા અવાજે બોલી: "તમે મને બોલાવો છો?"

હજી નાની વહુ જીવે છે! કોણ કહે છે કે તે નહિ બચે? જે કહે છે તે મિથ્યાવાદી છે. નાની વહુ બચશે, જરૂર બચશે. માણસના પ્રયત્નથી નહિ બચે, તો પણ ભગવાનની દયાથી બચશે. ભગવાન દયામય છે, અને પોતે મહાન દુઃખી છે.

ગિરીશ ઓસરીમાં બેસીને લમણે હાથ દઈ વિચારમાં પડયો: "હાય! હાથમાં એકાદ રૂપિયો પણ નથી! અગાઉથી આવેલો પગાર તો દેવામાં અને જમાઇને પૂજાની ભેટ મોકલવામાં ચાલ્યો ગયો છે. ખાધા વગર મરી શકાય, પણ વેવાઇવેલાના વહેવાર પૂરા કર્યા વગર મરી પણ ન શકાય. એ ભેટ વેવાઈના ઘરમાં કોઇને ન ગમી હોવા છતાં ગિરીશનું તો સર્વસ્વ

ખર્ચાઈ ગયું હતું. નાના પુત્રને એકાદ કોટ પણ લાવી આપી શક્યો નહિ.”
ગિરીશ વિચારવા લાગ્યો, પરંતુ ક્યાંય કિનારો ન દેખાયો. સંધ્યા થઈ ગઈ,
સપ્તમીનો ચંદ્ર માથા પર રહ્યો રહ્યો હસતો હતો, ગિરીશ ઓસરીની કોર
પર સ્તબ્ધ ભાવે બેસી રહ્યો.

હાય ગરીબી! લગ્ન શા માટે કર્યાં? લગ્ન કર્યાં તો આવી સંસ્કારી
અને સરસ્વતી જેવી સ્ત્રી શા માટે મળી? બિચારી પરણીને આવી
છે ત્યારથી દુઃખનો બોજ માથા પર ઝીલી રહી છે, ગરીબીની કઠોર
પીડાથી પણ કોઈ દિવસ એનું ધૈર્ય નબળું નથી પડયું; મોઢું ખોલીને
એણે કદી ફરિયાદ પણ નથી કરી. હસતે વદને એ સઘળું દુઃખ માથા
પર ઝીલી રહી છેઃ ઉપવાસ કર્યા છે તે પણ હસતે વદને! સ્વામીનો
તિરસ્કાર સહી લીધો છે–હસતે હૈયે. અને આજ મરવા બેઠી છે, તે પણ
હસતા મુખે! પ્રભુ! ગરીબી ઉપર આ તારો કેવો નિષ્ઠુર ઉપહાસ છે!”

મોટી ભાભીના ઘરની જાળી ઊઘડી. જાળી પાસે ઊભી રહીને
એ જાણે કોઇને સંભળાવતી હોય તેમ બોલવા લાગીઃ “હાય, બાયડીને
ગુંગળાવીને જ મારી નાખી. કોઈ જાતની દવા–દારૂ પણ ન કરાવ્યાં. શું
બધાય માણસોની પાસે પૈસા હશે? ઘરનાં માણસ માટે તો લોકો ઘરનાં
ઠામ વેચીને–દેવું કરીને પણ દવાદારૂ કરાવે છે!”

ગિરીશ એક વાર તીરછી નજરે બારી તરફ જોઇને એકદમ ઊભો
થઈ ગયો. એના મનમાં થયું, કે ખરું છે, ઘરનાં ઠામ–વાસણ વેચીને
પણ ચિકિત્સા કરાવી શકાય. પરંતુ શું ઘરમાં એવાં ઠામવાસણ છે?
ગિરીશ ઉન્મત્તભાવે ઓરડામાં ગયો અને જે કંઈ મળ્યું તે લઇ વેચવા
ચાલ્યો. પણ ડેલીમાંથી બહાર નીકળે તે પહેલાં જ ડેલી બહારથી કોઇએ
સાદ કર્યોઃ “કાકા છે કે?”

ગિરીશે દબાયેલા અવાજે ઉત્તર આપ્યો : “કોણ?”

“હું મુરલી ઉઘરાણી માટે આવ્યો છું, આજ તો પૈસા આપવા જ
પડશે, કાકા.”

હાથમાં પકડેલા વાસણ સાથે ગિરીશ ફળીઆ વચ્ચે ઊભો રહ્યો.

મુરલીએ ડેલીમાં પ્રવેશ કરીને જરા કઠોર અવાજે કહ્યું : "આઠ રૂપિયા બાકી રહ્યા છે, મારે પૈસાની ખૂબ જરૂર છે."

ગિરીશે ધ્રૂજતા અવાજે કહ્યું : "મુરલી !"

મુરલીએ માથું નમાવી ચડયા અવાજે કહ્યું : "એ નહિ બને કાકા, હવે મારાથી ધીરજ રાખી શકાય એમ નથી. પૈસા આગળ ભાઇ, બંધુ, પોતાના, પારકા કોઇ નથી. પૈસા આપો છો કે નહિ એ કહો."

એકાએક ગિરીશના હાથમાંથી વાસણ નીચે પડી ગયાં અને તેનો ખણખણાટ થયો. એ ખણખણાટથી મુરલી જાણે જાગ્રત થયો. તેણે ગિરીશના મોઢા સામે જોઇ જરા શાંત અવાજે કહ્યું : "આ બધાં ઠામવાસણ લઈને અત્યારે કયાં જાઓ છો, કાકા ?"

એક ઊંડો નિઃશ્વાસ નાખીને ગિરીશ બોલ્યો : "વેચવા."

"ઠામ-વાસણ શા માટે વેચવાં પડે છે, કાકા ?"

ગળગળા કંઠે ગિરીશ બોલ્યો : "તારી કાકી જવા બેઠી છે, મુરલી ! આ બધું વેચીને પણ જો..."

ગિરીશનો અવાજ હૈયામાં રૂંધાતાં આંસુ વચ્ચે દબાઈ ગયો. મુરલી ફાટી આંખે ગિરીશના ચહેરા સામે જોઇ રહ્યો. ઘડીક મૌન રહીને ગિરીશ બોલ્યોઃ "તારી કાકી મરવાની હોય તો ભલે મરે. મુરલી, તું આ ઠામ-વાસણ લઇ જા અને વેચીને તેના જે પૈસા આવે તે મારા ખાતામાં જમા કરજે."

પીઠ પર ભયંકર ચાબુક પડયો હોય તેમ મુરલી ઊભો રહ્યો. ગિરીશ ધીરે ધીરે પાછો ઓસરીની કોર પર બેઠો. મુરલી માથા પર હાથ ફેરવતો ફેરવતો નજીક આવ્યો અને બોલ્યોઃ "આ શું કહો છો કાકા, આમ તે બને ? તેથી શું વાસણ વેચવાના...તેથી ."

ગિરીશે કહ્યુંઃ "તું કશી ચિંતા ન કરીશ મુરલી, તું તારે વાસણ લઈ જા; હું કહું છું, તું લઈ જા. તારો કંઈ ગુનો નથી, ભાઈ."

મુરલીએ એક પછી એક બધાં વાસણ લઇને ઓસરીની કોર પર મૂકયાં, ત્યાર પછી ખિસામાંથી થોડાક રૂપિયા બહાર કાઢી કહ્યુંઃ "આજ

ઉઘરાણીમાં આ સાડાસાત રૂપિયા આવ્યા છે. આ પૈસા તમે રાખો. મારી કાકી માટે દવાદારૂની વ્યવસ્થા કરો. શું કરું કાકા, સઘળો સમય સરખો નથી જતો."

ઓસરીની કોર પર રૂપિયા મૂકીને મુરલી એકદમ ચાલ્યો ગયો. ગિરીશે વિસ્મય સહિત સાદ કર્યો: "મુરલી!"

પણ મુરલી તો ડેલી બહાર નીકળી ગયો હતો. સપ્તમીનો ચંદ્ર આકાશના માંડવે મધ્યમાં બિરાજીને આનંદભર્યા હાસ્યની અનંત ધારાઓ વહાવી રહ્યો હતો; દૂરના બોઝ ભાઈઓના મકાનમાં સંધ્યા–આરતીની ઝાલરી રણકી રહી હતી. નોબત અને શરણાઈના સૂરતરંગો દિશાઓને ભરપૂર બનાવી યમનકલ્યાણ બિછાવી રહ્યા હતા.

"આનંદમયી, મા મને નિરાનંદ ના કરશો."

ગિરીશ ડેલીના દ્વાર સામે જોઈને સ્તબ્ધભાવે બેસી રહ્યો.



[ ૨૧ ]

**મુરલીની** દુકાન પાસે આવીને હલદર મહાશય બોલ્યાઃ " કાં મુરલી, આ બધું શું સંભળાય છે ? "

કુતૂહલપૂર્વક મુરલીએ પૂછ્યું: " શું બધું સંભળાય છે, કાકા ?"

દુકાન પાસે પડેલા દેવદારના ખોખા પરની ધૂળ ઝાપટીને હલદર મહાશયે બેઠક લીધી. ત્યાર પછી એક નિઃશ્વાસ નાખી મહાકાલી માતાનું સ્મરણ કર્યું; અને મુરલી સામે જોઈને ધીરે ધીરે કહ્યું : " ઘોર કલિયુગ છે મુરલી, ઘોર કલિયુગ ! આ વિષમ કાળમાં શું કોઈ કોઈનું સારું કરી શકે છે ? જેનું સારું કરીએ, તે જ છેવટે આપણો સર્વનાશ કરવા તૈયાર થાય છે. તારાશિવસુંદરી ! તું જ સાચી છે, મા ! ભગવાન ઈ પરમેશ્વર છે મુરલી, ભગવાન ઇ પરમેશ્વર છે ! "

હલદર મહાશયે બગાસું ખાઈને ચપટી વગાડી. મુરલી ભયથી વિસ્મિત નજરે એમની સામે જોઈ રહ્યો.

થોડી વાર પછી હલદર મહાશય ધીર ગંભીર અવાજે બોલ્યાઃ " મેં તો તને ત્યારે જ કહ્યું હતું મુરલી ! કે તું સાવધ રહેજે. આ કલિયુગમાં માજણ્યા ભાઈ પણ પોતાના નથી થતા, તો ઓરમાયાં આપણાં ક્યાંથી થાય ! પણ એ વખતે તેં આ ગરીબ બ્રાહ્મણની વાત પર કાન નહોતો દીધો. મારા ભાઈનો સ્વભાવ જોઈને તું સમજી શક્યો નહોતો. તારા, તારા, બધી તારી જ માયા છે. "

મુરલીએ જરા ગભરાટ સાથે પ્રશ્ન કર્યોઃ " થયું છે શું, કાકા ? "

" થાય શું બીજું ! શું તેં કશું સાંભળ્યું નથી ? "

" ના. "

"તારે દેવામાં કેટલા બાકી રહ્યા છે?"

"ગણેશના બસો અને માતુના સાડાત્રણસો."

હલદર મહાશયે ઘડી વાર નીરવ રહી કહ્યું: "ત્યારે તો બરાબર છે, કુલ્લે સાડાપાંચસો. આ રકમ માટે તારા પર દાવો થનાર છે."

વિસ્મયપૂર્વક મુરલીએ પ્રશ્ન કર્યો: "દાવો? કોણ દાવો કરશે?"

"જે લેણદાર છે તે–તારો નાનો ભાઈ ગણેશચંદ્ર."

મુરલી કશું ન બોલતાં હલદર મહાશય સામે ઘડીભર જોઈ રહ્યો. ત્યાર પછી વિસ્મયભર્યા અવાજે કહ્યું: "ગણેશ મારા પર દાવો કરશે!"

કટાક્ષભર્યું હાસ્ય હસીને હલદર મહાશય બોલ્યા: "એમ નહિ તો શું, તું એમ માને છે કે રૂપિયા જતા કરશે? દુનિયાના બધા નાના ભાઈ સરખા હોય છે! મુરલી, હજી તેં સંસારના રંગ નથી જોયા. મેં નાના ભાઈ પર દયા રાખી હતી, તેનું પરિણામ અત્યારે મારે જ ભોગવવું પડે છે."

મુરલીનો શ્વાસ જાણે રૂંધાવા માંડયો. આ બાજુ હલદર મહાશયે એમનું પ્રવચન ચાલુ રાખ્યું: "એ બધા મારા તારા જેવા ઉદાર નથી! એ લોકો પૈસાને સારી પેઠે ઓળખે છે. મારા ભાઇનો જ દાખલો લે ને! વહુ બિચારી મરવા પડી છે, તો પણ ગાંઠેથી પૈસો કાઢીને સારા દાકતરને નથી બોલાવતો. છેવટે લોકો જ્યારે ખૂબ કહેવા લાગ્યા, ત્યારે મારી પાસે આવ્યો અને બોલ્યો: 'ભાઈ, થોડાક પૈસા આપો તો સારા દાકતરને બોલાવું.' પણ એ તો કમાય છે, દવા માટે પૈસા ખરચી શકે છે, હું શામાટે આપું? અને કાઢું પણ કયાંથી? મારે તો આકાશવૃત્તિ છે. ચપટી ચોખા મેળવીને ચલાવું છું, છતાં પણ મનમાં થયું, કે ગમે તેમ તોય નાનો ભાઈ છે, ઠામ–વાસણ વેચીને પણ પૈસા આપું. પણ એ તો ચાલ્યો ગયો...હવે પાછો આવે ખરો? મારી સામે માથું નીચું કરી શકે? નિમકહરામ, બધા નિમકહરામ!"

હલદર મહાશયે એક ગંભીર નિસાસો નાખ્યો. એમના લાંબા પ્રવચનની જરા પણ અસર મુરલી પર ન થઈ, કારણ તે તો ભારે વિચારમાં ગરકાવ થઈ સૂનમૂન થઈને બેસી રહ્યો હતો. હલદર મહાશયે મુરલીનું

ચિંતાગ્રસ્ત વદન જોઇને કહ્યું: "જવા દે, નકામી ચિંતા કર્યે શું વળવાનું હતું! કહે, એ તો મા તારાની ઇચ્છા હશે તેમ થશે. તારા લાભમાં એક જ વસ્તુ છે; કોઈ પ્રકારનો દસ્તાવેજ નથી."

હળવો શ્વાસ લેતો મુરલી બોલ્યો: "દસ્તાવેજ ન હોવા છતાં પણ એનું લહેણું તો છે જ ને?"

"પણ લહેણું છે એનો પુરાવો શું? તું જો કહે કે મારી પાસે કશું નથી માગતો, તો એ શું કરવાનો હતો?"

મુરલીએ મક્કમ અવાજે કહ્યું: "મારાથી એવો અન્યાય ન થઈ શકે."

હલદર મહાશયે માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "અરે રામ! તારાથી થોડો અધર્મ થવાનો હતો? હું તો તને કાયદેસરની વાત કહેતો હતો! જવા દે, જોઈએ શું થાય છે. હરીશ કાકો રાજી છે ત્યાં સુધી તારે કશી ચિંતા કરવાની નથી. હવે પાંચ પાલી મીઠું, અઢીશેર તેલ, એક શેર ગોળ: ઘરવાળીને આજે લાડુ ખાવાની ઈચ્છા થઇ છે; અને ઘરમાં ઘી નથી તેમ પૈસા પણ નથી. મેં કહ્યું કે પૈસા આવે ત્યારે વાત, પણ મારી ઘરવાળી એમ માને એવી ક્યાં છે? એ કહેતી હતી કે મુરલીભાઇની દુકાનેથી થોડા રૂપિયા ઉછીના લઇ લેજો. મને આમ ઉછી-ઉધાર કરવાનું જરાય ગમતું નથી, પણ બાયડીની જાત થોડું સમજે છે? લે હવે, જલદી કર ને માલ જોખી દે."

મુરલીએ યંત્રવત્ બધી વસ્તુઓ જોખીને આપી અને હલદર મહાશય ઉપદેશ આપતા વિદાય થયા.

રસ્તામાં હલદર મહાશયને ગણેશનો ભેટો થયો. એમણે ગણેશને ઊભો રાખી કહ્યું: "કાં ગણેશ, છેવટે દાવો દાખલ કર્યા વગર પૈસા ન મેળવી શક્યો?"

ગણેશે જરા વિસ્મય પામતાં પૂછ્યું: "શેના પૈસા?"

હલદર મહાશયે કહ્યું: "મુરલી પાસે તું માગે છે ને તે! ત્યારે તેં દાવો દાખલ કરી દીધો?"

"કોણે કહ્યું!"

ગંભીર હાસ્ય હસતાં હલદર મહાશય બોલ્યા : "આવી વાત શું છાની રહી શકે છે? મુરલીને મોઢેથી જ મેં સાંભળ્યું. એની સાથે આ બાબતની ચર્ચા કરીને હજી તો હું ચાલ્યો જ આવું છું. મુરલી શું કહે છે એ જાણે છે? 'કોઇ પ્રકારનું લખતબખત થયું જ નથી.' મેં કહ્યું : 'ભલે લખત ન થયું હોય, પણ ધર્મ તો છે ને.' અને હું તો બધું જાણું છું, મારી રૂબરૂમાં જ એણે કબૂલત કરી હતી. હું કંઇ અદાલતમાં અસત્ય બોલી શકીશ નહિ. તે ભાઈ, મારાથી આટલું છાનું છપનું શા માટે? પણ જે કંઈ કરે તે બરાબર પાકું કરીને કરજે. જમાનો એવો છે કે સગા બાપનો પણ વિશ્વાસ કરી શકાય નહિ. જેવી માની ઇચ્છા!"

હલદર મહાશય જવા તૈયાર થયા. ગણેશે પ્રશ્ન કર્યો: "મારા ભાઇએ કહ્યું, લખતબખત કંઈ નથી?"

હલદર મહાશયે ગણેશ સામે મોઢું ફેરવી કહ્યું :"કેમ, તારા ભાઇને શું તું કલિયુગનો યુધિષ્ઠિર માને છે?"

કટાક્ષભર્યું તીવ્ર હાસ્ય વેરતા હલદર મહાશય ચાલ્યા ગયા. ગણેશ એમના તરફ જોતો સજ્જડ થઇને ઊભો રહ્યો.

ચોપડા તપાસીને મુરલી મોડી રાતે ઘેર આવ્યો. નિસ્તારિણીએ પ્રશ્ન કર્યો: "આજ કેમ આટલું મોડું થયું?"

મુરલીએ કશો ઉત્તર ન આપતાં હાથપગ ધોયા. નિસ્તારિણીએ ભાતની થાળી મૂકી; જમીને મુરલી પથારીમાં પડયો. સ્વામીનો મનોભાવ જોઇને નિસ્તારિણીને ભારે આશ્ચર્ય થયું. તેણે ઓરડામાં આવી પ્રશ્ન કર્યો: "આજ આમ કેમ થઈ ગયા છો?"

મુરલીએ પડખું ફેરવીને ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો: "ખૂબ સરસ સમાચાર છે."

નિસ્તારિણી સ્વામીને સામે જોઇને ઊભી રહી. મુરલીએ એકાએક પડખું ફેરવી ઉગ્ર સ્વરે કહ્યું: "પૈસાને ખાતર ગણેશ મારા ઉપર દાવો માંડશે, નિતુ!"

નિસ્તારિણી ચમકી, એ કશો ઉત્તર આપી શકી નહિ. મુરલી એકદમ બેઠો થઈ કઠોર અવાજે બોલ્યો: "ગણેશ દાવો માંડવાનો છે, તેં સાંભળ્યું?"

નિસ્તારિણીએ પરાણે હાસ્ય લાવી કહ્યું: "જાઓ નહિ તો..."

"જાઓ નહિ તો, આ તો થોડા સમયમાં જ તું જોઇ શકીશ."

"હું નથી માનતી!"

"ગણેશ તારા બાપને ગાળ દઈ શકે એવું તું માનતી હતી?"

નિસ્તારિણી ધરતી સામે નજર ટેકવી ઊભી રહી. તીવ્ર અવાજે મુરલી બોલ્યો: "વિચાર શું કરે છે? આ વખતે ઘરેણાં વેચવાં છે કે ગીરવી મૂકવાં છે? પરંતુ હવે તો તારી પાસે ઘરેણાંય નથી રહ્યાં."

નમેલા ચહેરે નિસ્તારિણી બોલી: "તમે આટલા રોષે શા માટે ભરાઓ છો? હું ગણેશભાઈને બોલાવીને પૂછું છું."

મુરલી બોલ્યો: "એવું ન કરીશ નિતુ, તેં ઘણું કર્યું છે; હવે તારા સ્વામીનું માથું વધારે નીચું ન નમવા દઇશ."

મુરલી સૂઈ ગયો. નિસ્તારિણી એના પગ પાસે બેઠી બેઠી પગ દબાવવા લાગી.



## [૨૨]

ગણેશનો સંસાર હવે પહેલાં જેવો ક્ષુદ્ર નથી : એને ત્યાં આત્મીય સ્વજનની વૃદ્ધિ થઈ ગઈ છે. સગાંવહાલાંઓમાં મહામાયાની મા, બાપ, ભાઈ, બહેન, બનેવી વગેરે. આ બધામાંથી કોઈએ ગણેશને ત્યાં સ્થાયી વાસ કર્યો હતો એમ નથી. કોઈ દસ દિવસ તો કોઈ પંદર દિવસ અને કોઈ વળી એકાદ માસ રહીને ચાલ્યા જતા. પરંતુ સરેરાશની ગણતરી કરીએ તો ગણેશને ત્યાં બે માણસનો વધારો સ્વીકારવો પડે.

આ બધા મહેમાનો ગણેશના અન્નની સદ્‌ગતિ કરતા, એમ નહોતું; એ લોકોને કામ પણ ઘણાં હતાં. એઓ મહામાયાને ઉપદેશ આપતા, માતંગિની ઉપર ધણિયાપું ભોગવતા, ગણેશના કાર્યની સમાલોચના કરીને દોષ દર્શાવતા અને વચ્ચે વચ્ચે નિસ્તારિણીને પણ બે વાતો સંભળાવવી ચૂકતા નહિ. માતંગિની આ લોકોની વાતોનો ઘણે ભાગે ઉત્તર નહોતી આપતી, જ્યારે ખૂબ અસહ્ય થઈ પડતું ત્યારે બે-ચાર બોલ કહી નાખતી. અને પરિણામે સંગ્રામ જામી પડતો. એ સંગ્રામને ટાઢો પાડતાં ગણેશને પગે પાણી ઊતરતાં. આટલા ખાતર ભોજન અને નિદ્રાના સમય સિવાય ગણેશ બહાર ફરીને જ સમય વિતાવતો.

એક દિવસ ભોજનની વાનીઓ પીરસવાના પક્ષપાત પરત્વે માતંગિની અને ગણેશની સાસુ વચ્ચે અણધાર્યો સંગ્રામ ફાટી નીકળ્યો. મહામાયા માતાના પક્ષમાં રહી. એટલે સંગ્રામની જ્વાળા વધુ ફેલાઈ ગઈ. બંને પક્ષ તરફથી દૃઢ પ્રતિજ્ઞાઓ જાહેર થઈ કે આ બાબતનો નિકાલ નહિ થાય તો કોઈ આ ઘરનું અન્ન ગ્રહણ કરશે નહિ.

નિકાલ કરનાર ગણેશ હતો. તે ફરીને રાત્રે ઘેર આવ્યો ત્યારે મહામાયાએ સ્વામી સમક્ષ કલેશની વાત બરાબર મીઠુંમરચું ભભરાવીને રજૂ કરી અને બધો દોષ માનો નહિ પણ માતંગિનીનો છે, એવું પ્રમાણ સહિત સિદ્ધ કર્યું. ગણેશ ચૂપચાપ બેસી રહ્યો. મહામાયાએ કહ્યું: "આ બાબતનો તમે ગમે તે એક નિર્ણય કરો, કારણ કે હવે અહીં રહ્યું જતું નથી."

"મેં પણ વિચાર્યું છે કે આવતી કાલે જ આ બાબતનો નિર્ણય કરીશ."

"શું કરવા ધાર્યું છે?"

"વિચાર્યું છે, કે જેના લીધે આ કલહ-કંકાસ થાય છે, એને આ ઓસરીમાં પગ મૂકવાની ના કહી દઈશ."

સ્વામીની તીવ્ર દૃષ્ટિ જોઈને મહામાયા ક્રોધભર્યા અવાજે બોલી: "એમની સાથે મને પણ તગડી મૂકશો?"

ગંભીર થઈ જઈ ગણેશ બોલ્યો: "તને તો પરણીને લાવ્યો છું, એટલે તગડી મૂકવાની કોઈ બારી નથી."

"બારી હોત તો તગડી મૂકત!"

"હા."

રોષથી ધૂંગરાતી મહામાય બોલી: "તમારે તગડી નહિ મૂકવી પડે, પણ હું મારી મેળે જ ચાલી જઈશ."

"ક્યાં ચાલી જઈશ?"

"મારે જવાનાં સ્થાન ઘણાં છે."

"સ્થાન હોય તો જઈ શકે છે."

ક્રોધથી કંપતા અવાજે મહામાયા બોલી: "અને તમે મોટી ભાભીને લઈને સુખેથી..."

ગણેશે વીજળીવેગે ઊભા થઈ મહામાયાની પીઠ પર જોરથી એક લાત લગાવી દીધી. મહામાયા ચીસ પાડીને ઢળી પડી. એના નાક-મોઢેથી લોહી પડવા લાગ્યું. ગણેશ એકદમ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

મહામાયાની ચીસ સાંભળી એની માતા દોડી આવી, માતંગિની આવી, નિસ્તારિણી પણ શું થયું છે એ જાણવા આવી. ગણેશની સાસુએ કન્યાની સ્થિતિ જોઈ કપાળ કૂટતાં કૂટતાં ક્રૂર જમાઈ પર ગાળોનો વરસાદ વરસાવવો શરૂ કર્યો; માતંગિની એક તરફ ચૂપચાપ ઊભી રહી, નિસ્તારિણી નાની વહુના નાકમોઢા પર પાણી છાંટી કંઈક શુશ્રૂષા કરવા લાગી. લોહી બંધ થયા પછી નિસ્તારિણીએ એને શય્યામાં સુવાડી દીધી. મહામાયા ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી અને જેને ખાતર સ્વામી પરાયો બની ગયેલ છે, તેને ઉદ્દેશીને શાપ વરસાવવા લાગી, નિસ્તારિણી એના માથા પાસે બેસીને ધીરેધીરે પવન નાખવા લાગી. અને માતંગિની દાંત વચ્ચે હોઠ દબાવીને સળગતી નજરે મોટી ભાભીના મોઢા સામે જોઈ રહી.

બીજે દિવસે માતંગિનીએ ગણેશને કહ્યું : " જો ગણેશ, મારે માટે ગમે તે વ્યવસ્થા કર, મારાથી રોજ રોજ આ કંકાસ સહન થતો નથી. "

" સહન ન થઈ શકે તો બીજે જઈ શકે છે. "

" તું શું કહે છે ગણેશ, હું વળી કયાં જાઉં ? "

ચુલામાં–જમને ઘેર. " કહીને ગણેશ બહેન પાસેથી ચાલ્યો ગયો.

આ પ્રમાણે કોઈક જ વખત બનતું હતું એમ નહિ, પરંતુ લગભગ દરરોજ ગણેશના કાને આવી બે–ચાર ફરિયાદ અથડાતી. સાંભળી સાંભળીને તે જેમ જેમ ઉગ્ર થતો જતો, તેમ તેમ મોટી ભાભી પર એનો ક્રોધ પણ વધતો જતો હતો. પોતાના સંસારની અશાંતિ માટે તેણે મોટી ભાભીને જ જવાબદાર ગણી હતી. ગણેશને સળગતા દાવાનળ વચ્ચે રાખીને મોટી ભાભી દૂર ખસી ગયાં હતાં, એમ ગણેશ માનતો હતો. મોટી ભાભી કેવાં ભયંકર પ્રકૃતિનાં છે ! પરંતુ પોતે પુરુષ હોવા છતાંય આનો બદલો લઈ શકતો નથી !

મોટી ભાભી ઉપર બદલો લેવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં ગણેશ મોટા ભાઈ પર દાવો માંડવાનો વિચાર કરી શકયો નહોતો. વચ્ચે મહામાયા લેણા પૈસા માટે તાકીદ કરવાનું સ્વામીને કહેતી, પણ ગણેશ કલ્પિત

ફરારની વાત કરીને પત્નીને શાંત કરતો. છેવટે લેણી રકમની વાત ગણેશના સસરા શ્રીનાથ પાલના કાન સુધી ગઈ. પાલ મહાશયે એક વાર જમાઈ સમક્ષ આ બાબતની વાત કાઢી, પણ ગણેશે સંતોષજનક ઉત્તર ન આપ્યો. બીજી તરફ મહામાયા સ્વામીને સાવ બેદરકાર ધારીને બાપને લેણા પૈસા વસૂલ કરવા માટે આગ્રહ કરવા લાગી. પાલ મહાશયે કહ્યું: "દાવો દાખલ કર્યા વગર પૈસા મળી શકે એમ નથી લાગતું."

"તો પછી દાવો દાખલ કરો." મહામાયાએ એના બાપને પોતાનો નિર્ણય જણાવ્યો.

પાલ મહાશય પણ દાવો દાખલ કરવામાં પાછી પાની કરે તેવા નહોતા. દાવો તો દાખલ કરી શકાય, પણ લેણા બાબતનું કોઈ ખતપત્ર નથી. પાલ મહાશય ગામના બે-ચાર માતબર માણસો સાથે વિચારણા કરવા લાગ્યા. ધીમે ધીમે પાંચ માણસોના કાન પર વાત અથડાઈ, અને ગામમાં આ વાત ચર્ચાનો વિષય બનવા લાગી. પણ ગણેશે તો હલદર મહાશય પાસેથી જ પ્રથમ વાર આ વાત સાંભળી. સાંભળીને તે જેટલો વિસ્મય પામ્યો હતો, તેટલો જ વિરક્ત થયો હતો.

તે દિવસે ગણેશનું મન ખૂબ અસ્વસ્થ રહ્યું, તેને કંઈ જ ગોઠ્યું નહિ. નિશાળેથી ઘેર પાછા ફરતાં વાત સાંભળી હતી. ઘેર આવી કપડાં કાઢી તે સૂઈ રહ્યો, ફરવા માટે બહાર ન ગયો. વળી રાત્રે કશું જમ્યો પણ નહિ. મહામાયાએ પૂછ્યું ત્યારે કશો ઉત્તર પણ ન આપ્યો. ને માતંગિનીએ પૂછ્યું ત્યારે ટૂંકમાં ઉત્તર આપ્યો: "શરીર બરાબર નથી."

બીજે દિવસે ગણેશ જમવા બેઠો હતો ત્યારે નિસ્તારિણીએ રસોડા પાસે આવી પ્રશ્ન કર્યો: "હેં ગણેશભાઈ, તમે શું તમારા ભાઈ ઉપર દાવો માંડવાના છો?"

ગણેશે મોઢું ઊંચું ન કરતાં ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો: "પૈસા નહિ આપે તો નછૂટકે દાવો માંડવો પડશે."

"શું અમે પૈસા નથી આપવાનાં?"

"પૈસા આપનાર ઉપર કોઈ માણસ દાવો કરવા ન જાય."

નિસ્તારિણી ઘડીભર કંઈ બોલ્યા ચાલ્યા સિવાય ચૂપચાપ સ્તબ્ધ બનીને ઊભી રહી. ત્યાર પછી કટાક્ષભર્યા અવાજે ધીરેથી બોલી: "તમે પૈસાને ખૂબ ઓળખવા માંડયા છો?"

ગણેશે ભાભી સામે જોઈ કઠોર અવાજે કહ્યું: "માત્ર પૈસા જ નહિ, પૈસાની સાથેસાથ તમને પણ ખૂબ ઓળખતાં શીખ્યો છું."

નિસ્તારિણી નીચું જોઇને ધીરે ધીરે ચાલી ગઈ.

માતંગિનીએ પ્રશ્ન કર્યો: "શેનો દાવો, ગણેશ?"

"પૈસા બાબતનો."

"પૈસા ખાતર મોટા ભાઈ ઉપર દાવો માંડીશ?"

તીખા અવાજે ગણેશે ઉત્તર આપ્યો: "હા, માંડીશ. ભાઇ એ કંઈ દેવ તો નથી ને?"

રોષથી ભવાં ચડાવીને માતંગિની બોલી: "તું શું સાવ ઉખડેલ બની ગયો છે?"

"હા, હું ઉખડી ગયો છું, અને હવે બધાંને ઉખેડી નાંખીશ."

હાથમાંનો ભાતનો કોળિયો થાળીમાં પછાડતો ગણેશ ઊભો થઈ ગયો. મહામાયા પોતાના મન સાથે બોલવા લાગી: "બાપ રે, બળ્યા માણસોની બળતરામાં ઘરાઇને ધાન ખાવા પણ નથી મળતું. ખાતી વખતે સૌ સારા દેખાડવા આવે છે. લેણી રકમ કાંઈ નાનીસૂની નથી, દેવાનું તો નામ નહિ ને સારું લગાડવા આવે છે. દાવો ન માંડે તો શું કરે? ઘરબાર વેચાવીને પણ પૈસા વસૂલ કરશે."

માતંગિનીએ રસોડામાંથી બહાર નીકળીને કહ્યું: "એમ કરી શકત નાની વહુ, જો એકલા તારા બાપના પૈસા હોત તો. પરંતુ મારા પણ પૈસા છે. મારી સહી વગર કોના બાપની તાકાત છે કે મોટા ભાઈનાં ઘરબાર વેચી શકે?"

મહામાયાએ બંને હાથના લાંબા લહેકા કરતાં કઠોર અવાજે કહ્યું: "મોટા

ભાઈ ઉપર આટલું બધું હેત છે તો, નાના ભાઈને ઘેર પેટ ભરવા શું કામ પડયાં રહ્યાં છો ?"

માતંગિની બોલીઃ "હું પરાયું અન્ન નથી ખાતી, નાની વહુ ! મારા ભાઈનું અન્ન ખાઉં છું. પારકું અન્ન ખાવાનું તો અમારા વંશમાં લખ્યું જ નથી."

આ વાત મહામાયાની છાતી સોંસરવી નીકળી ગઈ. તેણે તરત માતંગિની સાથે રીતસરનો ઝઘડો શરૂ કર્યો, પણ માતંગિનીએ ઝઘડો ન કર્યો; તે કશો ઉત્તર ન આપતાં બહાર ચાલી ગઈ.



[ ૨૩ ]

ગિરીશની વહુની તબિયતમાં સુધારો ન દેખાયો; પણ ઉત્તરોત્તર ખરાબ થતી જતી હતી. પત્નીની ચિકિત્સા માટે ગિરીશે કાંઈ પાછું વાળી જોયું નહિ. જ્યાં ત્યાં તેણે હાથ લંબાવ્યો, ઓફિસના દરવાન પાસેથી રૂપિયે બે આના વ્યાજ ઠરાવીને કરજ લીધું, અને ઘરનાં ઠામવાસણ પણ વેચી નાખ્યાં, છતાં આરોગ્યની આશા આપે એવાં કોઈ લક્ષણ ન દેખાયાં. છેવટે હતાશ થઈને ગિરીશે સઘળો ભાર ઈશ્વરના ચરણે છોડી દીધો. આખો દિવસ ઓફિસના કામથી થાકીને તે ઘેર આવતો અને રાત્રે પત્નીની પથારી પાસે બેસીને ઉજાગરો કરતો. સ્વામીની હૃદયવ્યથા નિહાળીને નાની વહુ ખૂબ અસ્થિર બની જતી. પરંતુ હાય ! પોતાના સ્વામીની હૃદયવ્યથા દૂર કરવાનો કોઈ માર્ગ નહોતો ! કાળવ્યાધિને હૃદયની વેદના સાંભળવાના કાન ક્યાં હોય છે ? નાની વહુ રાતદિવસ પોતાના આરોગ્ય માટે ઈશ્વરને પ્રાર્થના કર્યા કરતી; પણ ગરીબ અને રોગીની પ્રાર્થના ઈશ્વરના અંતર સુધી પહોંચી શકે છે ?

જે દિવસે નાની વહુને તાવ ઓછો હોય તે દિવસે સ્વામી સાથે વાતો કરીને એમનું મન પ્રફુલ્લ રાખવાનો એ પ્રયત્ન કરતી, પરંતુ જ્વરનો વેગ જે દિવસે પ્રબળ રહેતો, તે દિવસે તે અચેત બની જઈ શય્યામાં પડી રહેતી. ગિરીશ આખી રાત પત્ની પાસે બેસીને એના દુર્બળ દેહ પર હાથ ફેરવતો, પવન નાખતો, માથું દબાવતો, વચ્ચે વચ્ચે પત્નીના નાક પાસે હાથ રાખીને શ્વાસ ચાલે છે કે નહિ તે તપાસતો. તાવનો વેગ કંઈક ધીમો પડતો ત્યારે નાની વહુ જોતી, કે સ્વામી અટલ ભાવે અને સજળ નયને આખી રાત જાગતા બેઠા છે.

રાત્રિનો છેલ્લો પ્રહર હતો. પત્નીની શય્યા પાસે ગિરીશ સ્થિરભાવે બેઠો હતો. નાની વહુ જ્વરના પ્રબળ વેગથી પીડાઇને ધીમે ધીમે જ્વરના વેગથી મુક્ત થઈ રહી હતી. પત્નીના કપાળ પર મોતીના દાણા જેવાં પ્રગટેલાં પ્રસ્વેદબિંદુઓ ગિરીશે લૂછયાં. નાની વહુએ આંખો ખોલી ધીમા અવાજે પૂછયું: "હજી જાગતા બેઠા છો?"

ગિરીશ હળવું હસ્યો. નાની વહુ બોલી: "આમ ઉજાગરા વેઠીને તમે કયાં સુધી બચશો?"

ગિરીશ વ્યથાભર્યા અવાજે બોલ્યો: "મારે વળી કોને ખાતર બચવાનું છે?"

"આવું અમંગળ કેમ બોલો છો? તમને આ શું થઈ ગયું છે? તમે તો પુરુષ છો, તમારે શા માટે હતાશ થવું જોઇએ?"

"પણ તું ન બચે પછી..." ગિરીશ વાકય પૂરું ન કરી શકયો.

"હું નહિ બચું, એવું કોણ કહે છે? અને કદાચ ન બચી શકું તોયે શું થઈ ગયું? તમારી ચરણરજ લઈ, તમારા પગમાં માથું રાખીને મરણ પામું તો મારે માટે એ મોટું સદ્ભાગ્ય ગણાશે. એમાં જ મારું સ્વર્ગ છે...મારી તૃપ્તિ છે."

ગિરીશે ઊંડો નિસાસો નાખતાં કહ્યું: "તારું સ્વર્ગ મારા જીવન માટે તો ભયાનક નરક મૂકતું જશે. તારી તૃપ્તિ મારે માટે જિંદગીની બળતરામાં પરિણમશે. હું તને એક દિવસ માટે પણ સુખી કરી શકયો નથી, નાની વહુ!"

નાની વહુના પીળા પડી ગયેલા હોઠ પર ઝાંખા હાસ્યની રેખા પ્રગટી. તે બોલી: "સ્ત્રીજાતિનાં સુખદુઃખ તમે કયાંથી સમજો? હું ગર્વપૂર્વક કહી શકું છું કે મારા જેવી સુખી સ્ત્રી હજારે એકાદ પણ નહિ હોય."

નાની વહુનાં બંને નયનો આનંદનાં આંસુથી સજળ બની ગયાં. બહાર પંખીઓએ પ્રભાતનું સંગીત લલકાર્યું. નાની વહુ બોલી: "હવે તો સવાર થઈ ગયું, છોકરીને ઉઠાડીને કામ પર મોકલો. તમે પણ નાહી ધોઇને તૈયાર થઈ જાઓ. તમારે હજી ઓફિસે જવાનું છે."

"આજ ઓફિસે નહિ જાઉં. બિચારી છોકરીનો કંઈ વાંક નથી. કામ કરી કરીને તો એ સાવ લોથ થઈ ગઈ છે. હું જ બધી વ્યવસ્થા કરી લઈશ."

ગિરીશ ઊઠીને ઘરકામમાં ગુંથાયો. નાની વહુ પથારીમાં પડ્યે પડ્યે ભગવાનને પોકારવા લાગી: "પ્રભુ, ભગવાન્ ! સ્વામીના ચરણમાં માથું રાખીને મરવાનું સુખ મારે નથી જોઈતું, મને સારી કરી દો; તમે દયાળુ છો, તમારી દયાથી શું ન થઈ શકે ? આવા સ્વામી, આવું સુખ છોડીને હું કયાં જાઉં ? આ સ્વર્ગ છોડીને હું વૈકુંઠમાં આવવા પણ નથી ઇચ્છતી."

નાની વહુમાં ઊઠવાની શક્તિ નહોતી રહી; છતાં જે દિવસે તાવનો ધખારો નહોતો કનડતો, તે દિવસે ગમે તેમ કરીને તે દ્વાર પાસે આવીને બેસતી અને પોતાની સામે જ સ્વામીને બેસાડી કન્યાને થાળી પીરસવાનું કહેતી. ગિરીશની ભૂખ મરી ગઇ હતી; એ માત્ર ભાણા પર બેસતો. નાની વહુ આગ્રહ કરીને સોગંદ આપી એને જમાડતી, અને સારી મચ્છી કે શાક ન લાવવા બદલ ઠપકો આપતી. ગિરીશ ઝાંખા હાસ્ય સહિત ઉત્તર આપતો: "જે દિવસે તું તારે હાથે રાંધીને જમાડીશ તે દિવસે હું બે રૂપિયાની વસ્તુઓ લઇ આવીશ."

આંખનાં આંસુ આંખમાં રોકીને ગિરીશ ઊભો થઇ જતો. નાની વહુ મનથી બોલતી: "ભગવાન, મને મારી નાખવી હોય તો મારી નાખો, પણ એકાદ દિવસ તો એવો આપો, કે જેથી મારા સ્વામીને હું રસોઇ કરીને જમાડી શકું."

પરંતુ ભગવાને એની પ્રાર્થના સાંભળી નહિ; દિવસે દિવસે નાની વહુની અવસ્થા બગડવા માંડી. ગિરીશ જાણે પાગલ બની ગયો. હાય ! સંસારમાં દરિદ્રના મોઢા સામે જોનારું શું કોઇ નથી ? આર્તની કરુણ પ્રાર્થના સાંભળનાર શું કોઈ દેવતા નથી ? શું સંસાર આટલો બધો નિષ્ઠુર છે ? વિધાતાની આવી સુંદર સૃષ્ટિ શું આટલી કદરૂપી છે ? અનેક પ્રકારના જીવોના કોલાહલથી હસી રહેલી વસુંધરા શું આવી મહાસ્મશાન સમી છે ?

નાની વહુની પરિસ્થિતિ સંબંધી લોકો અનેક પ્રકારની વાતો તે કરતા જ હતા, ખાસ કરીને ગિરીશનો ચહેરો જોઇને એ લોકો મશ્કરી કર વગર રહી શકતા નહિ. હરીશની વહુ વારંવાર બારી પાસે ઊભી રહીં બોલતી: " બાપ રે બાપ, બાયડી માંદી છે તેમાં તો બાયડો દુબળો પડતો જાય છે ! આવું તો સાત જન્મારામાં ય જોયું નથી. આવ છપ્પરપગી ઘરમાં ન લાવ્યા હોત તો આટલું થાત જ નહિ."

આ શબ્દો સાંભળીને નાની વહુ ઊંડો નિસાસો નાખતી.

ઑફિસેથી છૂટીને ગિરીશ ઘેર આવ્યો ત્યારે ઘરની નજીક મોટ ભાઈ સાથે ભેટો થઈ ગયો. મોટા ભાઇએ ગિરીશને ઊભો રાખી તેને કહ્યું " જો ભાઈ, તું પ્રાયશ્ચિત્ત કરી લે. કદાચ રાતવરત કશું બની જાય તો ભારે મુશ્કેલીમાં મુકાવું પડશે. તું પ્રાયશ્ચિત્ત નહિ કરે તો કોઈ એના શબને હાથ પણ નહિ અડાડે."

હરીશે ઉત્તરની આશાએ નાના ભાઈ સામે જોયું; પણ ગિરીશમાં ઉત્તર આપવાની ક્ષમતા નહોતી, તે પગથી માથા સુધી થરથર કંપી રહ્યો હતો, એનું ગળું સુકાઇને લાકડા જેવું બની ગયું હતું. તે માત્ર શુષ્ક નજરે મોટા ભાઈ સામે જોતો ઊભો રહ્યો. હરીશે કહ્યું: " રોષ ન કરીશ ભાઈ, સારા-નરસાની વાત કહી ન શકાય; પણ અંતે તો એ બધું મારે જ ભોગવવું પડશે."

ગિરીશે રૂંધાયેલા અવાજે કહ્યું: " તે...તમને એવો કંઈ આભાસ થયો છે ?"

હરીશે માથું હલાવી ગંભીર ભાવે કહ્યું: " આમાં આભાસ થવાનું શું હતું તે કહે, આ દરદનો શું વિશ્વાસ રાખી શકાય ? અને હવે એનામાં રહ્યું છે પણ શું ? ક્યારે ઠસકું આવે ને ઉપડી જાય એ તો કંઇ કહેવાય જ નહિ."

ગિરીશના કાન સામે જાણે ધણધણાટ શરુ થયો; પગ નીચેની ધરતી જાણે કોઈ વિરાટ ભૂકંપથી પ્રબળ વેગે ધ્રૂજી ઊઠી; સંધ્યાની ધૂસર છાયા જાણે પ્રલયના મહાઅંધકારની માફક એને ચારે તરફથી ઘેરવા લાગી. એની સ્થિતિ જોઈને હરીશ સમજી શક્યો કે પોતે આપેલી સલાહ નાના ભાઈને રૂચી નથી. એટલે તે 'ભગવાન ઈ પરમેશ્વર છે!' એમ કહેતો કહેતો પોતાની ડેલીમાં ચાલ્યો ગયો. ગિરીશ અચેત બનીને કાષ્ઠવત્ ઊભો રહ્યો.

નાની વહુ ત્યારે નહિ બચે? ખરેખર નહિ બચે! હજી ગઇ કાલે જ સાત ગાઉ પગે ચાલીને કાલિ માતાની રામબાણ દવા લઇ આવ્યો છે, એ રામબાણ ઔષધ શું નિષ્ફળ જશે? ભાગ્યની શક્તિ સામે શું દૈવી શક્તિ પણ પરાજિત થશે? શું નાની વહુને કોઈ નહિ બચાવી શકે? ગિરીશના મનમાં થયું. તે રાડ પાડીને બોલી ઊઠયો, કે આ સંસારના માનવીઓ, સઘળું મિથ્યા છે, સઘળું મિથ્યા છે! દયા, માયા, ધર્મ–બધું જ ભ્રાંતિજનક છે! સંસાર કરુણાહીન છે, દેવતાઓ નિષ્ઠુર છે, માનવી પાષાણ છે!

ગિરીશ ધ્રૂજતો ધ્રૂજતો ઘરમાં ગયો; ઓસરી પર પહોંચીને પાગલની માફક બોલી ઊઠયો: "નાની વહુ! ઓ નાની વહુ!"

હરીશની વહુ પોતાના ઘરની બારી પાસે ઊભી રહીને બોલી ઊઠી: "અરે, તમે સાંભળ્યું? પતી ગયું! હાય હાય, મારા હાંડલામાં રાંધેલી માછલી પડી છે! હજાર વાર ના પાડી કે હમણાં માછલી લાવશો નહિ, પણ સાંભળે કોણ?"

ગિરીશના નિસાસા જાણે દબાવા માંડયા; તે કોઈક પાગલની માફક ઓરડામાં ગયો. નાની વહુને તાવ આવ્યો હતો; તે પગથી માથા સુધી ઓઢીને સૂતી હતી. ગિરીશે એકદમ પથારી પાસે આવીને મોઢા પરથી લૂગડું ખેંચી લીધું; અને દબાયેલા અવાજે કહ્યું: "નાની વહુ! ઓ નાની વહુ!"

નાની વહુએ ધીરે ધીરે આંખો ઉઘાડીને જોયું, અને કહ્યું: "મને બોલાવો છો?"

એક ઊંડો નિસાસો નાખીને ગિરીશ ત્યાં બેસી ગયો.

મોટી વહુ ત્યારે સ્વામીને કહેતી: "જુઓ તો ખરા, શું થયું? એ છપ્પરપગી રહી કે ગઇ? જરા તપાસ તો કરી આવો, જરા વાર લાગે એવું હોય તો માછલીનો ઝોળ ખાઇ લઇએ; નહિ તો આ બધો ઝોળ ફેંકી દેવો પડશે!"

હલદર મહાશયે કહ્યું: "પણ હું જઇને શું કરું, તે કહે. ગિરીશને મેં ઘણુંય કહ્યું કે પ્રાયશ્ચિત્ત કરી લે, પણ એ તો કશું સમજ્યો નહિ. હવે જઇશ તો મારા પગ પકડીને મને વળગી પડશે અને કહેશે: 'ભાઈ, જે કરવાનું હોય તે કરો.' આવી સ્થિતિમાં હું શું કરી શકું તે કહે?"

ગૃહિણીએ તિરસ્કારભર્યા તીવ્ર અવાજે કહ્યું: "કંઇ ન કરી શકો તો ઘરમાં બેસી રહો. જરા ઊભા થઈને જોઈ આવો કે વાર કેટલી છે. મને આ ઝોળની ચિંતા થઇ પડી છે."

વિરક્તભાવે હલદર મહાશય બોલ્યા: "હવે મૂકને તારા ઝોળની પંચાત, આવતી કાલે બોઝ ભાઇઓને ઘેર સ્વસ્તિવાચન છે, તેનું શું થશે, તેની વિમાસણમાં હું તો પડયો છું. મારે તો ચારપાંચ રૂપિયાનું નુકસાન થશે. જ્ઞાતિ શત્રુ છે ને...મરતાં મરતાં પણ શત્રુતા નહિ છોડે."

ગૃહિણીએ બારી પાસે મોઢું રાખી સાદ કર્યો: "અનુ, ઓ અનુ!"

અનુપમાએ ઓસરીમાં આવી ઉત્તર આપ્યો: "શું કહો છો, ભાભુ!"

"શું થયું છે, બ્હેન?"

અનુપમાએ કહ્યું: "કશું નથી થયું."

"તો પછી તારા બાપુ આટલી બૂમો કેમ મારતા હતા?"

"હું કશું નથી જાણતી, પણ મારા બાપુનું મન જરા મૂંઝવણમાં રહે છે, તેથી..."

"તો તો સારું, મેં તો જાણ્યું કે તારી માને કંઈ થયું. જો, રાત વરત તમે જરા સાવધ રહેજો, ક્યારે શું બને તે કંઇ કહી શકાય નહિ."

અનુપમાએ કશો ઉત્તર ન આપ્યો. ગૃહિણી બારી બંધ કરીને માછલીના ઝોળની સદ્‌ગતિ કરવા રસોડા તરફ ગઈ.

બીજે દિવસે ઓફિસે જવાનો વખત થઈ ગયો હોવા છતાં સ્વામીને તૈયાર થતા ન જોતાં નાની વહુએ પ્રશ્ન કર્યો: "આજ ઓફિસે નથી જવું ?"

ગિરીશે ઉત્તર આપ્યો: "ખૂબ થાકી ગયો છું, અને શરીર પણ બરાબર નથી."

નાની વહુએ કહ્યું: "શરીરનો પણ શો દોષ કાઢીએ ! કહો, દિવસે ઑફિસ ને રાતે હું. આખર શરીર તો માણસનું જ છે ને ?"

ગિરીશ હળવું હસ્યો. નાની વહુએ કહ્યું: "જુઓ, હું હાથ જોડીને કહું છું, કે મારે ખાતર તમે તમારા શરીરને આ રીતે માટીમાં ન મેળવો; તમારી જાત સામે તો જરા નજર કરતા રહો."

ગિરીશે હસીને ટૂંકમાં ઉત્તર આપ્યો: "સારું, હવેથી નજર રાખીશ."

ખરી વાત એ હતી, કે શરીર ખરાબ છે એમ કહીને ઑફિસે ન જવું, એમ નહોતું. મોટા ભાઈની વાતથી એને ભય લાગ્યો હતો. ક્યારે શું બને એ કેમ કહી શકાય ? ખરેખર, જો એ પ્રમાણે બને તો ? પોતે ઑફિસે હોય ને પાછળથી મોટા ભાઈના કહેવા પ્રમાણે થાય તો ? ગિરીશે વિચાર્યું: નોકરી જવાની હોય તો ભલે જાય, ખાવાનું નહિ મળે તો ઉપવાસ કરીશ; પણ પત્નીની છેલ્લી ઘડીએ એના મોઢામાં પાણીનું ટીપું ન રેડી શકું તો જીવનમાં ભારે ગ્લાનિ રહી જાય; નાની વહુને છોડીને હવે ઓફિસે ન જઈ શકાય.

ગિરીશે એક અઠવાડિયાની રજાની અરજી લખીને ટપાલમાં નાખી દીધી.



# [ ૨૪ ]

સાગરની છાતી પરથી પ્રબળ વેગે તોફાન પસાર થાય છે ત્યારે અંદરથી અને બહારથી સમુદ્ર ખૂબ ખળભળી ઊઠે છે. પરંતુ સંયોગ અને બનાવોના પ્રત્યાઘાતથી માનવહૃદય જ્યારે ખળભળે છે, ત્યારે ઘણી વાર એમ બને છે કે એ ખળભળાટનું કોઈ સ્વરૂપ બહારથી દેખાતું નથી; અંતઃકરણમાં જ્વાળામુખીનો પ્રચંડ લાવારસ વહેતો હોય છતાં બહારથી એનો શાંત ભાવ જોઈને કોઈ પણ ભાગ્યે જ અનુમાન કરી શકે કે, આ હરિયાળી વનસ્પતિથી શોભી રહેલું ગિરિશૃંગ એકાએક એક દિવસ ફાટીને પ્રલયનું તાંડવ નૃત્ય મચાવી મૂકશે.

ગણેશની સ્થિતિ પણ લગભગ આવી જ બની હતી. એનો બાહ્ય ભાવ જોઈને કોઈ પણ એમ ન ધારી શકે કે, એના હૃદયમાં તુમુલ વિપ્લવ મચી રહ્યો છે. લોકો એની અકૃતજ્ઞતા અને સ્વાર્થપરાયણતા જ જોઈ શકતા, પરંતુ બે પ્રકારની પરસ્પર વિરોધી લાગણીઓ સાથે એને કેવા પ્રકારનો પ્રબળ સંગ્રામ કરવો પડતો હતો તે કોઈ જોઈ શકતું નહિ, ગણેશ પણ કોઈને એ દર્શાવતો નહિ. એની આ ગંભીર અકૃતજ્ઞતા વચ્ચે કેટલું અભિમાન–બદલો લેવાની કેવી પ્રબળ વૃત્તિ છુપાયેલી છે, તે પોતાની જાતથી પણ ગણેશ છુપાવી રહ્યો હતો.

જે દિવસે તેણે મોટી ભાભીના મોઢે ચડીને કહ્યું કે પોતે દાવો માંડીને પૈસા વસૂલ કરશે, તે દિવસથી એની આંખની શરમ પણ અદૃશ્ય થઈ ગઈ. એક દિવસ સવારે તેણે મોટા ભાઈને કહ્યું: "આપણા રહેવાના મકાનનાં હદ–નિશાન નક્કી થઈ જવાં જોઈએ."

"કેમ?" મુરલીએ પૂછ્યું.

ગણેશે મોઢું ઊંચું કરી જરા મોટેથી કહ્યું: "હું આડી દિવાલ ચણાવીને સાવ જુદું કરવા ઇચ્છું છું."

"તું એ પ્રમાણે કરી શકે છે." કહીને મુરલી દુકાને ચાલ્યો ગયો. આ વાત નિસ્તારિણીના કાને પહોંચી. તેણે આવી ગણેશ સામે ઊભી રહી હસતે ચહેરે કહ્યું: "દિવાલ ચણાવીને આંખની શરમ આડો પડદો ઢાંકવા માગો છો, ગણેશભાઈ?"

ગણેશે ગંભીર અવાજે કહ્યું: "નછૂટકે; જેની આંખમાં માણસની ચામડી નથી, તેની પાસે આંખની શરમ આડો પડદો રાખવો જ જરૂરી છે."

સાંજના સમયે હલદર મહાશયને બોલાવી ગણેશે મકાનની માપણી કરી બે ભાગ કરાવ્યા. ગણેશનો ઉત્સાહ અને આગ્રહ જોઇને માત્ર નિસ્તારિણી કે માતંગિની જ નહિ, પરંતુ મહામાયા પણ આશ્ચર્ય પામ્યા વગર રહી શકી નહિ.

હલદર મહાશયના ગયા પછી માતંગિનીએ મોટી ભાભીને બોલાવી જરા વ્યંગમાં કહ્યું: "બહુ ચિંતા ન કરશો ભાભી, ગણેશને કહીને હું દિવાલ વચ્ચે એક બારણું રખાવીશ."

નિસ્તારિણીએ હસીને કહ્યું: "દિવાલમાં બારણું રાખવાથી શું થવાનું હતું, બહેન! મનનો દરવાજો જરા ખુલ્લો રાખજો."

માતંગિનીએ કહ્યું: "મન હોય તો મનનો દરવાજો થાય ને?"

રાત્રે મહામાયાએ સ્વામીને પૂછ્યું: "હં, તે તમે પૈસા માટે શું કર્યું?"

"શું કરું, કહે?"

"હું શું કહું! તમે જ દાવો માંડવાનું કહેતા હતા ને?"

ગણેશે આડી નજરે જોઇને કહ્યું: "એમ જ કરીશ."

"તો પછી મારા બાપુને ખબર મોકલી?"

"કેમ, તારા બાપુ સિવાય શું બીજા કોઈ માણસો નથી?"

"હોય! શા માટે નહિ! પણ મારા બાપુ હશે તો એ ઘરના ગણાશે;

એ જેટલું કરશે, તેટલું પરાયા નહિ કરી શકે. તમે પોતે શું બધું કરી શકવાના હતા ?"

"કેમ નહિ ?"

"શું કરી શકશો ?"

તીવ્ર દૃષ્ટિએ પત્ની સામે જોઇને ગણેશ બોલ્યો: "હું શું ન કરી શકું માયા ?"

જરા શરમાઇને મહામાયા બોલી: "તમે શા માટે ન કરી શકો ! ગમે તેમ તોય તમે ભણેલા તો છો જ."

વ્યંગભર્યા અવાજે કઠોર હાસ્ય હસીને ગણેશ બોલ્યો: "એટલાં ભાગ્ય હતાં કે મોટી ભાભીએ દરદાગીના વેચીને મને ભણાવ્યો."

મહામાયાએ માથું નીચું કર્યું. ઘડીભર ચૂપ રહીને તે ધીમે રહીને બોલી: "જુઓ, તમે વાત વાતમાં મને જ દોષિત માનો છો. શું હું તમારી દુશ્મન છું ?"

ગણેશે હસીને કહ્યું: "જરા પણ નહિ, તું મારી સ્ત્રી છે."

ઘડીક નીરવ રહીને ગણેશ બોલ્યો: "બહેને દિવાલ વચ્ચે એક બારણું રાખવાની વાત કહી હતી."

વ્યસ્તભાવે મહામાયા બોલી: "ના ના, એવું કરશો નહિ. જો બારણું જ રાખવું હોય, તો પૈસા ખર્ચીને દિવાલ ચણવાની શી જરૂર ?"

"મારો પણ એવો જ મત છે."

"બારણું રાખવાની કશી જરૂર નથી; બારણું હોય તો આવ-જા થયા કરે. શું ખાઇએ છીએ, શું કરીએ છીએ, શું બોલીએ છીએ, એ બધા પ્રશ્નોનો રાતદિવસ જવાબ દેવો પડે. તમે તો ઘરમાં હો નહિ, કશું જાણો નહિ, પણ મારે તો વળી મરવું પડે છે. મારાં માબાપ અથવા ભાઇ-બહેન આવે અને મારું ખાય છતાં એ લોકોની છાતીમાં શૂળ ભોંકાય છે. શા માટે ? મારું વરે, નહિ ભાગ કે લાગ; છતાં એ લોકોના હૈયામાં આટલી બળતરા શા માટે થતી હશે !"

"હવે એ બધી બળતરાનો અંત આવી જશે."

"તો તો નિરાંતે જીવી શકાય. ખાસ કરીને વિશુડો તો ખૂબ જ કનડે છે, આખો દિ' ખાઉં ખાઉં કરતો ચાલ્યો આવે છે; જાણે છપ્પનીઆનો રાંકો!"

ગણેશે મોઢું ફેરવી ઉત્તર આપ્યો: "ઓહ!"

"પણ એમાં છોકરાનોયે વાંક નથી. ઘરમાં શું બિચારાને પેટ ભરીને ખાવાનું મળતું હશે? તમારી મોટી ભાભીમાં પણ હવે પહેલાંના જેવો રસ નથી રહ્યો."

ગણેશે આંખો ફેરવીને કહ્યું: "જે કંઈ થોડોઘણો રસ રહ્યો છે, તે પણ હવે નહિ રહે."

દિવાલ ચણાવવાનું કામકાજ શરૂ થયું ત્યારે એક દિવસે મુરલીએ હસતાં હસતાં નિસ્તારિણીને પૂછ્યું: "ઓસરીમાં આ શું થાય છે, નિતુ?"

નિસ્તારિણી સ્વામીનો કટાક્ષ સમજી ગઈ; તે જરા ચિડાઈને બોલી: "શું થાય છે, એ શું તમે નથી જાણતા?"

મુરલીએ કહ્યું: "એમાં ચિડાય છે શામાટે? તું તો જાણે છે કે હું પાગલ છું. પાગલ માણસ શું હરવખત દરેક વસ્તુ સમજી–જાણી શકે?"

નિસ્તારિણીએ સ્વામી ઉપર ક્રોધભર્યો કટાક્ષ કરતાં જરા કોમળ અવાજે કહ્યું: "તમને મેં એક વાર પાગલ કહીને ભારે ભૂલ કરી નાખી છે. હું તમને હાથ જોડીને કહું છું, કે દયા કરીને જખમ ઉપર મીઠું ન ભભરાવો."

નિસ્તારિણીએ આંખ આડો પાલવ દબાવ્યો. મુરલીએ ધીમા અવાજે કહ્યું: "આ શું નિતુ, પાગલની વાતથી રોષ થયો?"

નિસ્તારિણી કશો ઉત્તર ન આપતાં કોઇ બીજા કામ માટે ચાલી ગઈ. મુરલી વિચારમાં પડયો.

સંસાર કેટલો વિષમ છે! અહીં દયા, ધર્મ, સ્નેહ, મમતા કશાની

કિંમત નથી, ઉપકારનો પ્રત્યુપકાર પણ નથી; દયાના બદલામાં નિર્દયતા, ધર્મને બદલે અધર્મ, સ્નેહને બદલે કઠોરતા અને મમતાને બદલે વેર આપવાનો જ જાણે આ સંસારનો નિયમ છે; ઉપકારને બદલે અપકાર કરવાનો જ સંસારનો જાણે ધારો છે. અહીં સરળતાનો અર્થ કેવળ મૂર્ખાઈ જ થાય છે, કૃતજ્ઞતા તો માત્ર શબ્દકોષની શોભા જ બની ગયેલ છે. મોટી વહુ સાચી છે, પુરુષ હોવા છતાં મુરલી જ્યારે સંસારસંગ્રામમાં હારી ગયો છે, ત્યારે મોટી વહુ હારે એમાં તો આશ્ચર્ય જ શું !

વિચારમાં ને વિચારમાં મુરલી બહાર જવા તૈયાર થયો. નિસ્તારિણીએ પાસે આવીને કહ્યું: " એક વાર દાકતરને તો બોલાવો. આજ ત્રણ દિવસથી વિશુનો તાવ અણઉતર રહ્યો છે; આજ તો એને વધારે તાવ લાગે છે."

વિરક્તભાવે મુરલી બોલ્યો : " હું શું કરું, કહે ? પૈસા વગર શું દાક્તરને બોલાવી શકાય છે ? "

" એટલે શું છોકરાને દેખાડવો જ નહિ ? "

મુરલીએ કહ્યું : " દેખાડી શકાય, પણ ત્યાર પછી ઉપવાસ કરવા પડે તો મને જવાબદાર ન ગણતી."

મુરલી ચિંતાભર્યા મન સાથે દાક્તરના ઘર તરફ ગયો.

સંસાર પણ વિચિત્ર છે. તંગી હોય ત્યારે જ પૈસાની આવશ્યકતા વધારે ઊભી થાય છે. એક બાબતની તંગી પૂરી થાય તે પહેલાં તો કોણ જાણે ક્યાંથી બીજી આવીને ઊભી જ રહે છે ! દારિદ્ય સાથે પરિચય હોવા છતાં મુરલીને આ બધું નવું નવું લાગવા માંડ્યું, સંસાર જાણે કોયડા સરખો જણાવા લાગ્યો. સંસારમાં પૈસો અને મનુષ્યત્વ, દાન અને પ્રતિદાન, સ્નેહ અને કઠોરતા, આ બધામાં કોનું પલ્લું નીચે નમે છે, એ ઘણા વિચાર પછી પણ નક્કી કરી શકાયું નહિ.

આવા અનેક વિચારો સાથે મુરલી દાક્તરના ઘર તરફ જઈ રહ્યો હતો.

માર્ગમાં હલદર મહાશય મળ્યા. હલદર મહાશય વ્યસ્તભાવે બોલી ઊઠ્યા: " કાં મુરલી, ગણેશના રૂપિયાનું શું થયું ? "

"હજી કશું નથી થયું, કાકા."

હલદર મહાશયે તિરસ્કારભર્યા અવાજે કહ્યું: "હજી સુધી તું કશું નથી કરી શક્યો? ત્યારે ક્યારે કરીશ? ગણેશ દાવો માંડશે તો શું સારું દેખાશે? એવું થશે ત્યારે તું જ કહેવાનો, કે હરીશ કાકા, તમે છતાં દાવો મંડાય છે! તે હું શું કરું ભાઈ! ગણેશ તો લેણદાર છે જ ને! મારાથી અદાલતમાં સોગંદ ઉપર જૂઠું થોડું જ બોલી શકાશે?"

જરા રૂઢ અવાજે મુરલી બોલ્યો: "હું આપને જૂઠું કહેવા આગ્રહ કરતો જ નથી, કાકા."

"તું આગ્રહ કરે કે ન કરે, પણ મારી નજરે તો તમે બંને સરખા છો; જેવો તું તેવો જ ગણેશ. ગમે તે રીતે તારે પૈસા તો આપવા જ પડશે. તો પછી અગાઉથી આપી દે તો બધું પતી જાય ને."

જરા ચિડાઇને મુરલી બોલ્યો: "આ વાત તો નાનાં છોકરાં પણ સમજી શકે એવી છે."

હલદર મહાશયે માથું હલાવતાં કહ્યું: "સાચી વાત કહેવા જતાં સૌ કોઇને રોષ ચડે છે, ભાઈ! આજકાલ શું કોઇને સાચી સલાહ પણ આપી શકાય છે? મારી જ વાત કરું. તે દિવસે ગિરીશને મેં કહ્યું, કે ભાઈ! વહુને પ્રાયશ્ચિત્ત કરાવી લે. પણ ભાઈ તો રોષથી ઠેકડા મારતો ચાલ્યો ગયો. હવે વહુ મરવા પડી છે, એનું શું થશે?"

વ્યગ્ર અવાજે મુરલીએ પૂછ્યું: "મરવા પડી છે?"

"અરે, અત્યારે તો નાભિશ્વાસ ચાલી રહ્યો છે. રાત કાઢશે કે કેમ એ જ શંકા છે. પણ રાતે કંઈ પ્રાયશ્ચિત્ત કરી શકાય નહિ, અને આવતી કાલે છે ચૌદશ. હવે બે દિવસ સુધી એનું મુડદું સડયા કરશે. મોટા ભાઈની વાત કોણ માને! તારા બ્રહ્મમયી, તારી જેવી ઇચ્છા, મા! મારે બોસ ભાઈઓને ઘેર સત્યનારાયણની પૂજા કરવા જવાનું છે. વહેલો વહેલો નીકળી ગયો છું, કોને ખબર, કદાચ સંધ્યા પહેલાં ઘેર પણ જઈ શકાય કે નહિ! જેવી માની ઇચ્છા! ભગવાન ઈ પરમેશ્વર છે!"

હલદર મહાશય ચાલ્યા ગયા. મુરલી તીરછી નજરે એમના તરફ જોતો ઘડીભર ઊભો રહ્યો. ત્યાર પછી ઉતાવળે પગલે તે ગિરીશના ઘર તરફ વળ્યો.

મૃત્યુની કાળછાયા સમો સંધ્યાનો અંધકાર ધીરે ધીરે ઊતરી રહ્યો હતો. નિસ્તબ્ધ મકાન કોઈ આવતા ભયની જાણે રાહ જોઈ રહ્યું હતું. મુરલી થડકતા પગે ડેલીમાં દાખલ થઈને મોટે સાદે બોલ્યો: " ગિરીશ કાકા!"

પોતાના અવાજથી જાણે પોતે જ ચમકીને મુરલી ચારે તરફ શંકિત નજરે જોવા લાગ્યો. તેણે ફરી બૂમ મારી: " ગિરીશ કાકા!"

અનુપમા ઓરડામાંથી બહાર આવી અને રુદનભર્યા અવાજે બોલી: " આવો, મારા બાપુ આજ ઑફિસે પગાર લેવા ગયા છે, તે હજી સુધી પાછા નથી ફર્યા; તમે એક વાર અંદર આવીને જુઓ તો, મારી માને શું થઈ રહ્યું છે?"

મુરલી ધબકતા હૈયે ઓરડામાં ગયો, અનુપમા માતાના મોઢા પાસે મોઢું રાખીને આર્ત્ત સ્વરે બોલી: " મા, ઓ મા!"

જાણે ઓરડાની દિવાલો ખડખડાટ હસી પડી. ગિરીશની વહુના મૃત્યુઘેરા વદન સામે જોતો મુરલી ઊભો રહ્યો.

એકાએક આ સ્તબ્ધ ઓરડામાં ગિરીશ " નાની વહુ, નાની વહુ!" કરતો દાખલ થયો. અનુપમાએ ચીસ પાડી ઊઠીને કહ્યું: " બાપુ! બાપુ!"

ગિરીશ પડી જતો હતો, પણ મુરલીએ એને ઝીલી લીધો. ગિરીશે કરુણ સ્વરે કહ્યું: " ભગવાન!"

નાની વહુએ કષ્ટપૂર્વક આંખો ખોલીને અતિ ક્ષીણ અવાજે કહ્યું: " આવી ગયા? જરા પાણી..."

ગિરીશ બોલ્યો: " નાની વહુ!"

મુરલીએ એના બંને હાથ પકડી લઈ કહ્યું: " ગિરીશ કાકા, સ્થિર થાઓ."

ગિરીશ રડી ઊઠયો. તે બોલ્યો: " અનુની બાને ન બચાવી શક્યો, મુરલી."

મુરલીએ સ્થિર ગંભીર સ્વરે કહ્યું: "જરાયે ભય નથી કાકા, મારાં કાકી બચી જશે. હજી ધર્મ છે, દેવતા છે, દિવસરાત ચાલે છે."

ગિરીશ વિસ્મયભરી ફાટી આંખે મુરલીના મોઢા સામે જોઈ રહ્યો. મુરલી બોલ્યો: "હું કહું છું, મારાં કાકી બચી જશે, માણુસના પ્રયત્નથી નહિ, પણ દેવની દયાથી બચી જશે. કશો ભય નથી, હું દાક્તરને બોલાવી લાવું છું."

જીવન-મૃત્યુના સંધિસ્થળે સાક્ષાત્ દૈવવાણી સરખું સ્થિર આશ્વાસન આપીને, ઘનઘોર અંધકાર વચ્ચે આશાનો પ્રદીપ પ્રકટાવી ને મુરલી બહાર ચાલ્યો ગયો. ગિરીશ સ્થિર થઇને ઊભો રહ્યો. એના કાન પર વિશ્વાસની દૃઢ વાણી અથડાઈ રહી હતી: "જરૂર બચશે, દેવતાની દયાથી એ જરૂર બચી જશે."

ગિરીશ ત્યાં ને ત્યાં બેસી ગયો અને બંને હાથ જોડી વિશ્વાસભરી નજરે ઊંચે જોઈ રહ્યો; તેના દબાયેલા હૃદય વચ્ચેથી માત્ર એક જ શબ્દ નીકળ્યો: "ભગવાન!"

મુરલીના કંઠસ્વરથી એ ચમક્યો. મુરલીએ ડેલી પાસેથી બૂમ મારી: "જરા દીવો દેખાડજો ગિરીશકાકા, દાક્તર સાહેબ આવ્યા છે."



## [૨૫]

સાંધ્યા પછી રાય ભાઇઓની બેઠકમાં રાબેતા મુજબની ચોવટ જામી. એ ચોવટમાં ગામના નાના મોટા વર્ગના દરેક માણસો હાજર હતા; હલદર મહાશય પણ હતા. પરાણુ નંદીએ ભૂલથી ખેડૂતનો હુક્કો પી લીધો. બસ, પછી તો બધા એના પર ઊતરી પડયા અને પરાણુ નંદી પણ એ પ્રાયશ્ચિત્ત કરવા રાજી ન થયો. ગામના ઘણા મોટા મોટા માણસોના દોષો દેખાડતાં એણે કહ્યું: "આ બધા માણસો માથું મુંડાવીને જો પ્રાયશ્ચિત્ત કરશે તો હું પણ કરીશ."

આ વાતથી મિજલસમાં ભારે સનસનાટી ફેલાઇ ગઈ. હલદર મહાશયે દુઃખ વ્યક્ત કરતાં કહ્યું: "આજના જમાનામાં શું સમાજનાં બંધનો રહ્યાં છે! જેને જેમ ફાવે તેમ કરે છે. તેમાંય વધારે બુદ્ધિ તો હલકા માણસોમાં ઘૂસી ગઇ છે, નહિ તો પરાણુ નંદી કહી શકે ખરો કે હું પ્રાયશ્ચિત્ત નહિ કરું!"

નિતાઈ દેએ માથું હલાવીને કહ્યું: "જુઓ કાકા, આ રસ્તો તો આપ જેવા મોટા માણસોએ જ દેખાડયો છે. આપ જેવા માટે તો પોથીમાંનાં રિંગણાં રહ્યાં છે. પોતાના દોષ દબાવીને પરાયા દોષ દેખાડવામાં આપ શૂરાપૂરા છો."

હાજર રહેલા સઘળા માણસો નિતાઇ દે સામે વિસ્મયભરી નજરે જોઈ રહ્યા. નિતાઇએ જરા વધારે કડક અવાજે કહેવા માંડયું: "જુઓને, આપનો જ ભાઈ કલકત્તાના સાહેબ લોકોની ડબલરોટી કે એવું લાવીને ઘરમાં એના કુટુંબને ખવરાવે છે; તમે એના માટે શું કર્યું?"

શ્રીઘોષે વ્યંગમાં કહ્યું: "એમાં શું દોષ છે, નિતાઇ? ઈ બધા

ખાનસામાઓ તો ગંગાજળમાં જ રસોઈ બનાવે છે.”

હલદર મહાશય હળવું હસ્યા અને ગંભીરતાપૂર્વક માથું હલાવતાં હલાવતાં બોલ્યા: “નિતાઇની વાત સાચી છે; પણ તમે બધા શું એમ માનો છો કે તમારો હરીશ કાકો પોતાના ભાઈને યોગ્ય શિક્ષા કર્યા વગર છોડી દેશે? હરીશ હલદર એવો નથી. મારી સમક્ષ તો ધર્મ પહેલો છે અને ભાઈબહેન અને કુટુંબ પછી. સતીશ દાક્તર જ્યારે આવું બધું ખાવાની ભલામણ કરી ગયો, ત્યારે મેં ત્રણસો વાર મનાઈ કરતાં કહ્યું હતું: ગિરીશ, ભાઈ, આ બધું અખાદ્ય ખવરાવીશ નહિ. કુદરત ઉપર અને ભગવાન ઉપર વિશ્વાસ રાખ. ભાગ્ય હશે તો બચી જશે; પણ એણે કશુંય ન સાંભળ્યું. ગિરીશ કદાચ માને તો પણ મુરલી માને એમ નહોતો. હવે આ વાતનું આજે શું છે! જ્યારે ગિરીશનું આખું ઘર માથું મુંડાવીને પ્રાયશ્ચિત્ત કરશે ત્યારે તમે બધા જાણી શકશો. ત્યારે હું એ મુરલી હાજરાને પણ નહિ છોડું.”

શ્રીધરે કહ્યું: “મેં સાંભળ્યું છે કે મુરલી પૈસા આપીને ચિકિત્સા કરાવે છે.”

હલદર મહાશયે ગર્વભર્યા અવાજે કહ્યું: “તે શા માટે ન કરાવે, ઘરમાં ભિખારી છે ને બહાર દાનેશ્વરી છે! આ તરફ વેપારીઓ એના પર દાવો માંડવાના છે, અને ભાઈ સાહેબ ઘરના પૈસા ખરચીને પરોપકાર કરી રહ્યા છે. પણ જે દિવસે વેપારીઓ ઢોલ પીટાવીને એનાં ઘરબાર લીલામ કરાવશે તે દિવસે એનું એ પરોપકારીપણું જગજાહેર થશે.”

જગન્નાથ પાલે કહ્યું: “એવું થાય તો પણ મુરલીને તો સારો જ કહેવો પડશે. ગિરીશની વહુ તો વગર ચિકિત્સાએ મરવા જ પડી હતી, તે તો બચી ગઈ. મુરલીનું ઘર જાય કે બાર જાય, પણ એનું મન ઘણું ઉમદા છે, એ તો દુશ્મનનેય કહેવું પડશે.”

આંખોનાં ભવાં ચડાવતાં હલદર મહાશયે કહ્યું: “મુરલી તો મૂરખ છે, મૂરખ! એવા ધર્મ કરવાથી કંઇ નથી વળતું; ધર્મનો મર્મ પણ જાણવો

જોઈએ. શાસ્ત્રમાં તો પોકારીને કહ્યું છે, કે પ્રથમ પોતાનો વિચાર કરવો. શું હું ચિકિત્સા નહોતો કરાવી શકતો ? તમારી સૌની દયાથી એટલું તો હું કરી શકું એમ છું, પરંતુ આ પ્રમાણે અખાદ્ય ખવરાવવાનો અધર્મ મારાથી ન થઈ શકે; પછી ભલે કોઈ મરે કે જીવે. હિન્દુ ધમ નામની કંઈક વસ્તુ તો છે ને ? એ ધર્મનો હું પ્રાણાંતે પણ ત્યાગ કરી શકું એમ નથી. પહેલાં હું ગિરીશની વહુની ખબર કાઢવા જતો, પણ જ્યારથી એના ઘરમાં અખાદ્ય આવવું શરુ થયું ત્યારથી એની ડેલી પાસે પણ હું ફરકતો નથી. ઘરમાં પણ ના પાડી દીધી છે. આ માટે જેને જે કહેવું હોય તે ભલે કહે, પરંતુ મારાથી અધર્મ નહિ આચરી શકાય. ધન, ભાઈ, મિત્રો, સંપત્તિ વગેરેનું બળ કેટલા દિવસનું છે ? ધર્મ એ જ આ ભવ ને પરભવનું સાચું ભાથું છે; હું તો એ ધર્મના જ આશ્રયે જીવી રહ્યો છું."

ધર્માવતાર હલદર મહાશયની આવી અપૂર્વ ધર્મનિષ્ઠાની વાતો સાંભળીને શ્રોતાઓ માત્ર મુગ્ધ ન બન્યા, ઘણાને વિસ્મય પણ થયું. ત્યારપછી હલદર મહાશયના કહેવાથી નક્કી થયું કે ગિરીશ પરિવાર સહિત પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી સમાજના વ્યવહારથી દૂર રહે. અને ગિરીશના સંસર્ગથી દોષિત થયેલા મુરલી હાજરાને પણ પ્રાયશ્ચિત્ત કરવું પડશે.

આ ચોવટના જલસામાં એક નવયુવક પણ બેઠો હતો; તેણે સામી દલીલ કરતાં કહ્યું: "જુઓ હલદર કાકા ! તમારાં શાસ્ત્રોમાં તો લખ્યું છે કે **आतुरे नियमो नास्ति.**"

હલદર મહાશય બોલ્યા : "એથી શું અખાદ્ય ખાવાનું સિદ્ધ થઈ શકે છે ?"

યુવકે હસીને કહ્યું: "જરૂર, **औषधार्थे सुरापानम् !**"

ખિજાઈને હલદર મહાશય તડૂક્યાઃ "દવા ખાતર સુરાનો ઉપયોગ કરી શકાય, પણ ગોરાઓના ઘરનાં અખાદ્ય ન ખાઈ શકાય."

હલદર મહાશયની તીક્ષ્ણ વિચારશક્તિ પર હસીને યુવક બોલ્યોઃ "પરંતુ કલકત્તામાં આપના જમાઇને હંમેશાં સવારે ડબલરોટી ને એવું જ

અખાદ્ય જોઈએ છીએ."

આંખો ફેરવીને હલદર મહાશયે કહ્યું: "કલકત્તાની વાત જવા દો, પ્રવાસમાં નિયમો ન હોય. ત્યાં કોણ શું કરે છે, શું ખાય છે એ બધાની સંભાળ કોણ રાખે? એટલે શું ઘરમાં પણ આવા અનાચારને સહી લેવો? તો તો પછી સનાતન હિન્દુ ધર્મનું નામોનિશાન પણ નાબૂદ થઈ જશે."

એક યુવકે કહ્યું: "આપના જેવા સમાજસંરક્ષકો હશે ત્યાં હિન્દુ સમાજની એવી ગતિ થવામાં વિલંબ નહિ લાગે."

હલદર મહાશયે યુવક ઉપર આજના સુધારાપંથનો આરોપ મૂકીને એ ચોવટમાંથી વિદાય લીધી.



[ ૨૯ ]

મુરલીએ દુકાન ઉપાડી લીધી, સઘળો માલ-સામાન વેચી માર્યો અને મળી શકે એવી ઉઘરાણી પણ પતાવી. આ પ્રમાણે તેણે માંડ મેળવી શકાય તેટલા રૂપિયા એકઠા કર્યા. મુરલીએ આ સઘળી રકમ ગણેશને આપી દીધી. ગણેશનું દેવું પતી ગયું. પરંતુ માતંગિનીને દોઢસો રૂપિયા આપવાના બાકી રહી ગયા. પૈસા લઈને ગણેશ મુરલીને પાવતી લખી આપી. મુરલીને પાવતી લેવાની ઇચ્છા નહોતી, પણ ગણેશે જાતે જ લખી આપી. પૈસા લઈને તેણે પોતાની પેટીમાં મૂકયા. મહામાયાએ હર્ષ પામતાં કહ્યું : " આ વખતે મને એક સારો નેકલેસ ઘડાવી આપો. "

ગણેશે એનો કશો ઉત્તર ન આપ્યો.

માતંગિનીએ પૂછ્યું : " મોટા ભાઈએ તો દુકાન વેચીને પણ તારા પૈસા ભરી દીધા, પણ હવે તેઓ ખાશે શું ? "

ગણેશે વિરકતભાવે કહ્યું : " તારું માથું. "

માતંગિનીએ કહ્યું : " મારું માથું ખાય તો તો હું પણ સુખી થાઉં, પણ એ બની શકે એવું નથી. મારે આંખોથી જોવાનું તો છે ને ! "

" ન જુએ તો શું વાંધો છે ? "

" તમારી માફક છતી આંખે અંધ બની શકાય એમ નથી. "

ગણેશે કહ્યું: " માણસ ધારે તો બધું કરી શકે છે. "

" પણ તમારી માફક નિમકહરામ ન બની શકાય. "

બહેનના તિરસ્કારથી ગણેશ ચિડાયો નહિ, એ તો માત્ર હળવું હસ્યો. ખરેખર, મુરલીનો ઘરસંસાર ચાલે એવો કોઈ ઉપાય નહોતો. જે કંઈ

બે-પાંચ વિઘાં જમીન હતી, તે ખેડૂતને ભાગે આપી હતી. આ વર્ષે પૂરો પાક પણ નહોતો થયો. જે કંઈ થોડું ઘણું અનાજ આવ્યું હતું, તે માંડ માંડ ત્રણ-ચાર માસ ચાલી શકે તેટલું હતું, પરંતુ મુરલીના ચહેરા પર આ બાબતનો કશો ઉદ્વેગ દેખાયો નહિ. જાણે કોઈ પ્રકારની ચિંતા ન હોય એવા ભાવથી તે દિવસો વિતાવવા લાગ્યો. લોકો એની પાસે સહાનુભૂતિ દર્શાવવા જતા ત્યારે તે હસીને કહેતોઃ "આટલા દિવસો સુધી તો ખૂબ ચિંતા સાથે જીવ્યો છું, હવે એક વાર નિશ્ચિંતપણે જીવી શકાય છે કે નહિ, એ જાણવાનો અવસર મળ્યો છે." મુરલીની આવી આશ્ચર્યજનક નિશ્ચિંતતા જોઇને લોકો આશ્ચર્ય પામતા.

પરંતુ નિસ્તારિણી સ્વામીની આ નિશ્ચિંતતા વચ્ચે ચિંતાની એવી એક રેખા જોઈ શકી કે જેથી તેને શંકા આવ્યા વગર રહી શકી નહિ. તે જોતી, કે સ્વામી અત્યારે કારણ-અકારણ હસે છે, પરંતુ એ સાચું હાસ્ય નથી; એ તો છે હૃદયની ગંભીર વ્યથાને છુપાવનારું છળ માત્ર; તે ઘણા આડંબર સાથે જમવા બેસે, પરંતુ બેસે એટલું જ, બે-ચાર કોળિયા ખાઇને ગમે તે બહાને ઊભો થઈ જાય. રાતે એની ઊંઘ ઊડી જતાં નિસ્તારિણી જોતી તો સ્વામી જાગ્રત સ્થિતિમાં જ રાત વિતાવી રહેલ છે. નિસ્તારિણી સ્વામીને સૂઈ જવા માટે આગ્રહ કરતી ત્યારે મુરલી હસીને કહેતોઃ "અત્યાર સુધી સૂતો જ હતો, હમણાં જ જાગ્યો છું."

પરંતુ નિસ્તારિણીને નિદ્રાનાં કોઈ ચિહ્ન દેખાતાં નહિ.

તંગીની ભયંકર વિટંબણા વચ્ચે રહેવા છતાં પણ નિસ્તારિણીએ ધૈર્ય ગુમાવ્યું નહોતું, તે ખૂબ ચતુરાઇથી ઘરસંસાર નભાવવા લાગી. તે સ્વામીને આશ્વાસન આપતી, સાહસની પ્રેરણા પાતી, ભગવાન ઉપર વિશ્વાસ રાખવાનું કહેતી. ત્યારે પત્નીની વાત સાંભળીને મુરલી માત્ર હસતો.

નિસ્તારિણી બીજી એક બાબતમાં ખૂબ સચેત રહેતી. પહેલાં વિશુ પોતાની મરજી પડે ત્યારે કાકાને ઘેર જતો, પણ જે દિવસથી ઘરસંસારમાં તંગીની શરુઆત થઈ, તે દિવસથી નિસ્તારિણીએ પુત્ર પર જરા દાબ રાખ્યો. માતાના કડક દાબની અવગણના કરીને વિશુ કાકાને ઘેર જતો નહિ.

થોડા દિવસ સુધી ગણેશે આ બાબત પર ધ્યાન રાખીને એક દિવસે માતંગિનીને પૂછ્યું: "શું વિશુ આપણે ઘેર નથી આવતો, બહેન ?"

માતંગિનીએ કહ્યું: "ના."

"કેમ ?"

"હવે શા માટે આવે ? ઓસરી વચ્ચે દિવાલ ઊભી કરવામાં આવી છે, ત્યારે શું હવે એવો સંબંધ રહી શક્યો છે ?"

મહામાયા બોલી: "એવું ક્યાં હતું ! દિવાલ થયા પછી તો ઘણી વાર વિશુ આવ્યો છે. હવે તો મોટી ભાભી જ છોકરાને આવવા નથી દેતી. બે–ચાર દિવસ પહેલાં બિચારો આવ્યો હતો, ત્યારે એને ખૂબ માર પડેલો."

ગણેશે ગંભીરભાવે કહ્યું : "એ તો બહુ સારું થયું."

મોટી ભાભીના વર્તનને સારું કહી સમર્થન આપવા છતાંયે ગણેશનું મન એ સમર્થનને સાથ આપી શક્યું નહિ. જમવા બેસતાં કોઈ સારી વસ્તુ થાળીમાં આવે ત્યારે તરત વિશુનું સ્મરણ થઈ આવતું, વિશુના કોમળ મધુર વદનની નિર્દોષતા અને મીઠી ભાષા નજર સામે ખડી થતી. હાય ! મોટી ભાભીએ એને જુદો ગણીને સંતોષ ન માન્યો, સાથોસાથ વિશુને પણ ખેંચી લીધો ! સ્ત્રીજાતિમાં શું આટલો અહંકાર ! ગણેશ થાળીમાં પીરસેલી વસ્તુનેએકદમ મોઢામાં મૂકતો હતો. પરંતુ, એ સહજભાવે ગળા નીચે ઉતારી શકતો નહિ, ઉછળતી હૈયાવરાળ જાણે કોળિયાને પાછો ઠેલતી. ગણેશનાં નયનો ભીનાં થઇ જતાં.

ભોજનમાં સારી સારી વસ્તુઓ ઘણી વાર બનતી. માતંગિની આ માટે કશું બોલતી નહિ. મહામાયા જ્યારે જમાડવા માટે ખૂબ આગ્રહ કરતી ત્યારે ગણેશ કહેતો: "મને આ બધું સારું નથી લાગતું."

એક દિવસે ગણેશ ઊંચી સારી જાતના પેંડા લઈ આવ્યો હતો. મહામાયાએ પૂછ્યું: "સાંભળ્યું ? થોડાક પેંડા વિશુને આપી આવશો ?"

ગણેશે ક્રોધથી કહ્યું: "એ કરતાં તો લાવને, જઇને તળાવમાં નાખી આવું."

મહામાયાએ કહ્યું: "તળાવમાં શા માટે ? ! શું ઘરમાં કોઈ

આધાર નથી ?"

ગણેશે કહ્યું: "તો પછી વિશુને આપવાનું કેમ કહે છે ?"

જરા હસીને મહામાયા બોલી: "શું હું ખરેખર આપવા માટે કહું છું ? હું તો તમારું મન જોતી હતી."

તીવ્ર સ્વરે ગણેશ બોલ્યો: "એટલા માટે જ હું કહું છું માયા, કે એને આપવા કરતાં તળાવમાં નાખી દેવા સારા."

આ તરફ મુરલીના દિવસો ધીરે ધીરે ખૂબ વિષમપણે વીતવા માંડયા. અધૂરામાં પૂરું વેપારીઓએ મુરલી પર દાવો માંડવાની તૈયારી કરી. વેપારીઓ પાસે લગભગ છસો રૂપિયાનું દેવું હતું. દુકાન ઉઠાળી મૂકવાથી વેપારીઓ ધીરજ રાખી શકે એમ નહોતા; એટલે તેઓ દાવો માંડીને પૈસા વસૂલ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મુરલીએ આ વાત સાંભળી, પરંતુ તેમની સામા થવાનો કશો પ્રયત્ન ન કર્યો. કોઇ રસ્તો પણ નહોતો, એટલે તે ચૂપચાપ પડયો રહ્યો. નૌકા જ્યારે તોફાન વચ્ચે સપડાય ત્યારે નાવિકો હલેસાં છોડીને બેસી જાય છે. મુરલી પણ એનું સુકાન છોડીને બેસી ગયો.

આ વાત ઘણાને કાને ગઈ; માતંગિનીએ પણ સાંભળી; સાંભળીને તેણે ગણેશને પૂછ્યું: "ગણેશ, વેપારીઓ શું મોટા ભાઇ પર દાવો માંડશે ?"

"પૈસા નહિ ભરે તો દાવો પણ માંડશે!"

માતંગિનીએ એક ગંભીર નિઃશ્વાસ નાખીને કહ્યું: "અને એક દિવસે મોટી ભાભીએ પોતાના અને વિશુના દાગીના આપીને દાવો થતો અટકાવ્યો હતો."

આ વખતે ઘરેણાં છે નહિ, એટલે ઘર–જમીન વેચીને પતાવટ થશે." કહીને ગણેશ હસ્યો.

માતંગિનીએ વિસ્મયભરી નજરે ગણેશના મોઢા સામે જોયું. ગણેશ બોલ્યો: "પણ એથી દેવું પતી શકશે નહિ; નછૂટકે જેલમાં જ જવું પડશે."

"મોટા ભાઇને જેલમાં જવું પડશે ? આ તું શું કહે છે, ગણેશ!"

ગણેશે હળવા હાસ્યસહ કહ્યું: "હું કશું કહેતો નથી; એ તો મોટા ભાઈની કરણીનાં ફળ છે."

માતંગિનીએ આશ્ચર્યભર્યા અવાજે કહ્યું : "મોટા ભાઇ જેલમાં જશે ને તું જોઈ રહીશ ?"

ગણેશે ઠંડા અવાજે કહ્યું : "નછૂટકે. કારણ કે મોટા ભાઈ સાથે હું તો જેલમાં જઈ શકું એમ નથી, અને જાઉં તો ચાલે પણ નહિ."

માતંગિની કશું બોલી નહિ, એ તો માત્ર એક નિઃશ્વાસ નાખીને ઊભી રહી.

ત્યાર પછી માતંગિની મોટા ભાઇ પાસે ગઈ અને બોલીઃ "તમારા પર દાવો મંડાવાનો, ને તમે સાવ શાંત થઇને બેઠા છો ?"

"તો હું શું કરું, માતુ ?"

"શું કરું એટલે ? પૈસાની કંઈ પેરવી કરો."

"કશી પેરવી થઇ શકે એમ નથી તેથી તો હું ચૂપ થઈને બેઠો છું."

"એટલે આમ છાનામાના જેલમાં જશો ?"

જરા હસીને મુરલી બોલ્યો : "એ તો જઈશ; જેલ કંઇ જમનું ઘર નથી."

"એમ નહિ બને, ભાઈ !"

"તો શું થશે ?"

"મારા રૂપિયા તો તમારી પાસે છે ને ?"

"સાડાત્રણસો હતા તેમાંથી બસો ગણેશને આપ્યા છે."

માતંગિનીએ રોષપૂર્વક મોટા અવાજે કહ્યું: "ગણેશને આપ્યા, શા માટે આપ્યા ? તમને આપવા માટે કોણે કહ્યું હતું ?"

ધીમેથી હસતાં મુરલીએ કહ્યું : "મને કોઇએ નહોતું કહ્યું માતુ, પણ આપવા યોગ્ય લાગવાથી આપ્યા છે."

માતંગિની બોલીઃ "હું યોગ્ય–અયોગ્ય કંઇ જ સમજું નહિ, ભાઈ ! મારા રૂપિયા તમે મને જ આપો, નહિ તો હું તમારી સામે જ માથું પછાડીશ."

મુરલી હસવા લાગ્યો; માતંગિની આંખ આડો છેડો દબાવીને ચાલી ગઈ.



## [૨૭]

બિચારા હલદર મહાશયને અધર્મનો સામનો કરવાનો મોકો ન મળ્યો. એ વખત આવે તે પહેલાં જ તેઓ બિમાર પડી ગયા. કેટલાક દિવસથી એમને તાવ આવતો હતો; તાવમાં એઓ દવા પણ નહોતા લેતા તેમ જ ભોજન પણ નહોતા લેતા; માત્ર મમરા ખાઇને ઉપવાસ કરતા. પણ આવા ઉપવાસથી એમનો તાવ અટક્યો નહિ, બલ્કે વધ્યો.

તાવની સાથે અજીર્ણ રોગે પણ દેખાવ દીધો. કોઈ કોઇએ દવાદારૂ લેવા હલદર મહાશયને સલાહ આપી; પરંતુ ગૃહિણીએ આ સલાહમાં સંમતિ ન આપી. એમણે કહ્યું: " દવા ખાવાથી કાંઈ નથી વળતું; માત્ર દવામાં ને દાક્તરમાં પૈસા પર પૂળો મૂકવો પડે છે. પહેલાં ઘરઘથ્થુ ટૂચકા તો કરવા દો. સારું થવાનું હોય તો ગમે તેવા ભયંકર રોગીને પણ સારું થઈ જાય છે. "

એમનાં ઘરવાળાંએ દર્ભ(દાભડા)ના મૂળથી શરૂઆત કરીને વડ અને આંબાનાં મૂળિયાં સુદ્ધાં ખવરાવ્યાં, પરંતુ રોગ આરોગ્યના માગે ન વળતાં અવળો જ વધવા માંડયો. અજીર્ણ તો જાણે પેટના અંગ જેવું જ બની ગયું. હલદર મહાશયે ચિંતાભર્યા ભાવે કહ્યું : " મને લાગે છે કે દવા લીધા વગર સારું નહિ થાય. "

એમના ઘરવાળાંએ રોષપૂર્વક કહ્યું: " ના, સારું નહિ થાય ! દવા તો ખાઓ છો. દાક્તરની શીશીનું પાણી એ શું ઔષધ ! અને આ બધી જડીબુટ્ટીઓ શું ઔષધ ન કહેવાય, ખરું ? "

હલદર મહાશયે કહ્યું: " પણ આ ઔષધથી કશું ફળ તો મળતું નથી. "

એમનાં ઘરવાળાંએ કહ્યું: “શું એક દિવસમાં મટી જશે? એ તો જ્યાં સુધી કર્મમાં ભોગવવાનું લખ્યું છે, ત્યાં સુધી ભોગવવું જ પડશે; પછી ગમે તે ઔષધ ખાઓ.”

નછૂટકે હલદર મહાશયને એમનાં પત્નીની સલાહ માન્ય રાખીને ભાગ્યનો આશરો લેવો પડયો. ગૃહિણી પણ નિશ્ચિંત નહોતી, ગામમાં જે કોઈ ડોશીઓ દોરા–ધાગા, ટૂચકા, ઝોડ, ફૂંક વગેરે જાણતી તેઓનો આશ્રય લેવો શરૂ કર્યો. રામુ બાઈતીની મા ત્રણ અજાણ્યાં ઝાડનાં મૂળિયાં આપી ગઈ, હુક્કાના પાણીમાં વાટીને વાસી મોઢે લેવામાં આવે તો એક જ દિવસમાં રોગ ચાલ્યો જશે, રોગ જો વધુ ભયંકર હશે તો ત્રણ દિવસમાં તો અવશ્ય જ દૂર થશે. પરંતુ આ દૈવી ઔષધનું એક જ દિવસ સેવન કરતાં રોગ એટલો વધી પડયો કે હલદર મહાશયને પથારીનો આશ્રય સ્વીકારવો પડયો. તેમણે પત્નીને કહ્યું: “આ શું થયું! રોગ તો વધી ગયો!”

ગૃહિણીએ આશ્વાસન આપતાં કહ્યું: “સારું થતાં પહેલાં એક વાર રોગ આ પ્રમાણે જોર કરી જાય. રામુની માએ કહ્યું છે કે, કોઈ જાતનો ભય નથી. હજી બે દિવસ ખાશો એટલે સારું થઈ જશે.”

હલદર મહાશયે કહ્યું: “ના, હવે મારી શ્રદ્ધા નથી રહી; એક વાર સતીશ દાક્તરને બોલાવવો જોઈએ.”

એમનાં પત્નીએ છણકો કરતાં કહ્યું: “દાકતરને બોલાવવો હોય તો તમે બોલાવી લાવો. પૈસા રાખવાની તો જગ્યા નથી, જરા અસુખ થયું ત્યાં તો દાક્તર! દાક્તર! દાક્તર! જાણે મોટો ધનવંતરી! દાક્તરની દવા ખાઈને જાણે કોઈ જ નહિ મરતું હોય!”

હલદર મહાશયે એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

છેવટે રોગે જ્યારે સન્નિપાતનું સ્વરૂપ ગ્રહણ કર્યું, ત્યારે ગૃહિણીએ જરા ચિંતાતુર થઈને નિમાઈ વૈદ્યને બોલાવ્યો. નિમાઈ વૈદું કરતો, પરંતુ આયુર્વેદ શાસ્ત્રને અને એને બાર ગાઉનું છેટું હતું. એનો કાકો બાલારામ વૈદું કરતો હતો, કાકાને બાળબચ્ચાં હતાં નહિ; એટલે મૃત્યુ પછી નિમાઈને

બધી માલમિલ્કત સાથે ધંધાનો પણ વારસો મળી ગયો હતો. આ રીતે વારસાઇ હક્કના સંબંધે તે કાકાનાં ચૂર્ણો, ભસ્મો, ગોળીઓ વગેરેનો ઉપયોગ કરતો. દરદીને તપાસવા જવાનું મૂલ્ય (ફી) તે લેતો નહોતો, દવાની કિંમત પણ બહુ આકરી નહોતી. અનેક સ્થળેથી રોકડ રકમને બદલે ઘાસનો ભારો, ધાન, ઘી વગેરે મેળવીને તે સંતોષ માનતો. આથી ગરીબ ખેડૂતોમાં એનો ધંધો ઠીક જામ્યો હતો.

નિમાઇએ આવીને હલદર મહાશયને જોયા; નાડીપરીક્ષા કરી; રોગની આગલી પાછલી હકીકત સાંભળી અને પછી રોગીને અભયવચન કહીને જરીપુરાણી પેટીમાંથી કંઇક ચૂર્ણ, મિશ્રણ અને ગોળીઓ કાઢી આપી અને પાણીના અનુપાન સાથે ત્રણ વખત લેવાની વ્યવસ્થા કરી. ગૃહિણીએ બે આના રોકડા હાથમાં મૂકયા; અને દરદ મટી જશે ત્યારે એક સાફો આપવાનું વચન આપી વૈદને વિદાય કર્યો.

વૈદના ગયા પછી ગૃહિણીએ ઠપકાભર્યા અવાજે કહ્યું: "જોયું, હું તો બરાબર જ કહેતી આવું છું, કે ગરમી ને વાયુને લીધે આમ થયું છે. તમે તો આટલામાં સાવ બહાવરા બની ગયા. બે આના તો બળ્યા, તમે સારા થશો એટલે ઘણાય બે આના મળશે."

હસીને હલદર મહાશય બોલ્યા: "કોઇને જાણી જોઇને બહાવરા થવું ન ગમે, પેટનું દરદ ભારે ગણાય, તેથી જ મને ડર લાગે છે."

"તમને ડર લાગે છે, પણ મને તો જરા જેટલો પણ નથી લાગતો. જવા દો, વૈદ્ય વળી જૂના ચોખા રાંધીને ખવરાવવાનું કહી ગયો છે. પણ જૂના ચોખા કાઢવા કયાંથી ? લાવી આપે પણ કોણ ? અરે હાં, એક વરસના જૂના ચોખા હાંડલામાં પડયા છે. એ શું નહિ ચાલે ?"

"શા માટે નહિ ? જૂના હોય તો ચાલશે."

દવાના જોરથી કે પથ્યના ગુણથી પણ ત્રણચાર દિવસ પછી હલદર મહાશયની સ્થિતિ ભયજનક બની ગઈ; રકતભેદ થવા માંડયો. હલદર મહાશય વિસામણમાં પડયા, અને ગૃહિણીની વ્યાકુળતા પણ વધી ગઇ. એ તો

રાતદિવસ રડીરડીને તેત્રીસ કરોડ દેવતાઓને પોકારવા લાગી; જપ વખતે સ્વામીના આરોગ્યની આશાએ માળાની ગણતરી પણ બેવડી વધારી મૂકી. વૈદ્યને સાફાને બદલે ધોતી આપવા કહ્યું. પરંતુ શ્રીમતીના આટઆટલા પ્રયત્ન છતાંયે હલદર મહાશયની સ્થિતિમાં ફેરફાર ન થયો, બલ્કે ગંભીરતા વધવા માંડી. આ બધું જોઇને ગૃહિણીની છાતી રૂંધાવા લાગી.

એક દિવસ તેણે વાતવાતમાં સ્વામીને પૂછ્યું: "તમે તમારા ભાઇને રૂપિયા તો આપ્યા છે, પણ એ વસૂલ કરવાનો પ્રયત્ન તો તમે કદી કર્યો જ નહિ."

હલદર મહાશયે કહ્યું: "એ રૂપિયા કાંઈ અંગઉધાર નથી આપ્યા; એનું તો કાયદેસર લખત કરાવી લીધું છે."

"લખત છે એ તો હું જાણું છું, પણ લખતને શું ધોઇ પીવું?"

"ધોઈ પીવું શા માટે? દાવો કરીશું એટલે તરત વસૂલ કરી શકાશે."

"તો પછી આટલા દિવસ સુધી દાવો કેમ ન કર્યો?"

"એક વરસનો કરાર છે. એ કરાર પૂરો થયા પહેલાં દાવો દાખલ કરી શકાય નહિ."

"તે વરસમાં કેટલાક દિવસ બાકી છે?"

"ત્રણ–ચાર મહિના બાકી છે, મુદત પૂરી થાય કે તરત દાવો દાખલ કરીને ઘરબાર જમીન બધું લઇ લઇશ."

ગૃહિણીએ મ્લાન વદને કહ્યું: "મારું કપાળ લેશો. મારે દાવો કરવાનો વારો આવશે; હું તો સ્ત્રી રહી, મને તો એ ધૂતી જશે."

હલદર મહાશયે પત્નીના ચહેરા સામે જોઇ શંકાભર્યા અવાજે કહ્યું: "શું મને નહિ મટે?"

છણકો કરતાં ગૃહિણી બોલી: "તમે કેવી નાખી દીધા જેવી વાત કરો છો! બચવા ન બચવાનું કોઈ કહી શકે? આ તો હું ભવિષ્યનો વિચાર કરું છું."

એક હળવો નિસાસો નાખતા હલદર મહાશય બોલ્યા: "મને લાગે

છે કે જો સારી રીતે યોગ્ય ચિકિત્સા કરવામાં આવી હોત તો હું બચી શકત."

ગૃહિણીએ આંખો ફેરવતાં કહ્યું: "લ્યો કરો વાત, શું હું તમારી યોગ્ય ચિકિત્સા નથી કરાવતી?"

"મારું એમ કહેવું નથી, પણ નિમાઈ વૈદ્ય આ દરદમાં શું જાણે?"

"શું, જાણે નહિ? આખા ગામના લોકોને સારા કરે છે, અને તમારા દરદમાં કશું જાણે નહિ?! તમારા નસીબમાં દુઃખ લખ્યું હોય તેમાં એ બિચારો શું કરે? એને શા માટે દોષ દો છો?"

હલદર મહાશયે વિષાદભર્યા ગંભીર અવાજે કહ્યું: "દોષ કોઇનો નથી...દોષ મારો જ છે."

ગૃહિણીએ નાકનું ટેરવું ચડાવી, હોઠ કંપાવી જરા તીવ્ર અવાજે કહ્યું: "મા રે મા, વાત તો જો, મરવા પડયા છે તો પણ વળ છોડતા નથી! તે વૈદ્યને બોલાવવાની શી જરૂર છે! તમે તમારે ગોરો દાકતર બોલાવો ને! પૈસા તો ઘણા દાટયા છે ને? રસ્તાના ભિખારી જેવા તો થઈ ગયા છો, તો ય પણ હજી......"

ગૃહિણી વધુ બોલી શકી નહિ, એ તો આંખ આડો પાલવ દબાવીને ચાલી ગઈ. હલદર મહાશયે એક નિસાસો નાખી આંખો બંધ કરી.

મૃત્યુ?–એ તો છે જ. પણ બધાં કામ જાણે અધૂરાં રહી ગયાં. ગિરીશ પાસેથી રૂપિયા વસૂલ કરી શકાયા નહિ, એની જમીન–જગ્યા પર કબજો મેળવી શકાયો નહિ. પુત્ર ઘોડિયામાં છે, ગૃહિણી બિચારી સ્ત્રીજાત રહી. એનું શું થશે? ગિરીશ તો દગો–પ્રપંચ રમીને કદાચ એને રસ્તા વચ્ચે જ મૂકી દેશે. અનાથ વિધવા સામે નજર કરનાર કોઈ નહિ મળે!"

ગૃહિણીના ભવિષ્યનો વિચાર કરતાં કરતાં હલદર મહાશયની આંખો ભીની થઈ ગઈ.



## [ ૨૮ ]

"ભાઈ!"

"કોણ ! ગિરીશ ?"

"હા ભાઈ, શું તમારી તબિયત નરમ છે ?"

જરા મોં ફેરવીને હલદર મહાશય બોલ્યાઃ "હા, જરા તબિયત લથડી છે."

ગિરીશે કહ્યું: "જરા શા માટે ! આ તો ખૂબ બગડી હોય એમ લાગે છે. હું ઑફિસેથી આવતો હતો ત્યારે નિતુની માએ મને કહ્યું."

હલદર મહાશયે વ્યંગપૂર્વક હસીને ઠપકાભર્યા અવાજે કહ્યું: "નિતુની મા તને ન કહે ત્યારે કોણ કહે ! પોણું ગામ જાણે છે, પણ તું તો માજણ્યો ભાઇ, પડખોપડખ રહે; તને વહેલી ખબર ક્યાંથી પડે ?"

ગિરીશે શરમથી માથું નીચું ઢાળી દીધું અને થોડી વાર પછી પૂછ્યું: "દવા કોની ચાલે છે ?"

"નિમાઈ વૈદ્યની."

"નિમાઈની ! તમે આ શું કહો છો, ભાઇ ! તમે નિમાઈની દવા કરો છો ?"

"મોટા દાકતરને ક્યાંથી બોલાવવો, કહે."

ગિરીશ ઓરડામાં ગયો ત્યારે ગૃહિણી ઓરડાના બારણા પાસે ઊભી હતી. તે બોલી ઊઠી: "તમે ગરીબ છો, મોટા દાકતરને ન બોલાવી શકો; પણ તમારા પોતાના જે માણસો છે, તે તો કંઇ ગરીબ નથી. એ લોકો

ગોરા દાક્તરને બોલાવીને એક વાર ન બતાવી શકે ?"

ગિરીશે કહ્યું: "ગોરા દાક્તરની શી જરૂર છે, ભાભી! સતીશ દાક્તર કંઈ જેવો તેવો નથી, તમારી દેરાણીને એણે મરતાં બચાવી. એને બોલાવશો તો પણ ચાલી શકશે."

હલદર મહાશયે કહ્યું: "એની વિઝીટ ફી છે બે રૂપિયા, ને દવાના આઠ આના લ્યે છે."

મક્કમ અવાજે ગિરીશે કહ્યું: "આઠ રૂપિયા દવાના હોય તો પણ એની દવા લેવી પડશે. તમારી જિંદગીની કિંમત દવા કરતાં ઘણી મોટી છે."

હલદર મહાશય હળવું હસ્યા. ગિરીશ બોલ્યો: "હું હમણાં જ દાક્તરને લઈ આવું છું."

ગિરીશ તરત રવાના થયો. હલદર મહાશયે કહ્યું: "ગિરીશ, જરા સાંભળ તો ખરો."

પણ ગિરીશ તો ડેલી બહાર નીકળી ગયો. થોડી વાર પછી દાક્તર સાથે પાછો આવ્યો. દાકતરે રોગીની સ્થિતિ જોઈને ભવાં ચડાવ્યાં. ત્યાર પછી ઔષધ તેમ જ પથ્યની વ્યવસ્થા કરીને તેણે વિદાય લીધી. ગિરીશે એની સાથે બહાર નીકળી વિઝીટ ફી અને દવાના પૈસા આપીને કહ્યું: "કેમ લાગે છે, દાક્તર ?"

દાક્તરે કહ્યું: "હોપલેસ, શા માટે નકામા પૈસા ખરચો છો ?"

ગિરીશે એના બંને હાથ પકડી લઈ કરુણ કંઠે કહ્યું: "સ્થિતિ ગમે તેવી હોય, પણ તમારે સંભાળ લેવી જ પડશે."

દાક્તરે કહ્યું: "સંભાળ લઈ શકીશ, દવા આપી શકીશ, પણ આશા આપી શકીશ નહિ."

વ્યાકુળ ભાવે ગિરીશે પૂછ્યું: "શું જરા પણ આશા નથી ?"

"એમ કોઈ ન કહી શકે. જરૂરી ચિકિત્સા કરવામાં આવે તો કદાચ બચી પણ શકે."

કહીને દાક્તર ચાલ્યો ગયો. ગિરીશે પાછા આવી ભાભીને ઔષધ–

પથ્યની વ્યવસ્થા સમજાવી દીધી. ગિરીશના ગયા પછી ગૃહિણીએ સ્વામીને વ્યંગમાં કહ્યું: "સારા નસીબે લક્ષ્મણ જેવો ભાઇ મળ્યો છે એટલે આ વખતે હવે બચી જશો."

હલદર મહાશયે એ વાત પર ધ્યાન ન આપતાં પ્રશ્ન કર્યો: "દાક્તરની વિઝીટફી કોણે–તેં આપી?"

"હું વળી કયાંથી આપું! શું મારા હાથમાં તે પૈસાનું ઝાડ છે?"

હલદર મહાશય પડખું ફરી સૂઇ ગયા. બીજે દિવસે સવારે ગિરીશ વળી પાછો દાક્તરને લઇને આવ્યો. દાક્તરે જોયું તો ચાર ભાગ દવામાંથી બે ભાગ તો પડયા જ રહ્યા છે. ગિરીશે આ માટે ભાભીને પૂછ્યું. ભાભીએ કહ્યું: "સૂઈ ગયા હતા એટલે દવા નહોતી પીધી."

દાક્તરે ગિરીશને કહ્યું: "ગિરીશભાઈ! માત્ર પૈસા ખરચવાથી દરદ નથી મટતું."

ગિરીશે ઑફિસે જઈ આઠ દિવસની રજા લીધી. રાતના ગિરીશ મોટાભાઈ પાસે રહ્યો; ભાભી છોકરાને લઈને બીજા ઓરડામાં સૂતી. હલદર મહાશય સૂતા હતા, ગિરીશ થોડે દૂર બેસીને એક પુસ્તક વાંચી રહ્યો હતો. એકાએક હલદર મહાશય બોલ્યા: "ગિરીશ!"

ગિરીશે ચમકીને મોટા ભાઈ સામે જોયું. હલદર મહાશયે પ્રશ્ન કર્યો: "દાક્તરને પૈસા કોણે આપ્યા?"

"મેં આપ્યા છે, ભાઇ!"

"તેં કયાંથી કાઢયા?"

"હજી ગઈ કાલે જ પગાર આવ્યો હતો.

હલદર મહાશયે કહ્યુ: "પગાર મળ્યો એ સાચું, પરંતુ તારેય ઘરવ્યવહાર છે, માથે દેવું છે."

"દેવામાં તો હજી સુધી એક પૈસો પણ આપી શકયો નથી, અને આ મહિને પણ નહિ આપું. ઘરનો વ્યવહાર તો ગમે તેમ કરતાં નભી જશે."

હલદર મહાશય બીજું કંઈ ન બોલ્યા; અને ગિરીશ ફરી વાર પુસ્તક વાંચવામાં ગુંથાઈ ગયો.

થોડી વાર પછી દવાનો એક ભાગ પ્યાલીમાં કાઢીને ગિરીશે મોટાભાઇને પાયો. હલદર મહાશયે દવા પીધા પછી પ્રશ્ન કર્યો: “ શું તું અહીં આખી રાત રહેવાનો છે ? ”

“ હા. ”

“ કેમ ? ”

“ હજી બે વખત દવા પાવાની છે. ”

“ પણ તારા ઘરમાંય એક રોગી તો છે ને ? ”

ગિરીશે ભાઈના વદન સામે સ્થિર નજરે જોઈને કહ્યું: “ એને હવે ઘણું સારું છે. તે સિવાય અનુપમા છે. જદુ માઈતીની માને પણ ત્યાં રાખતો આવ્યો છું. ”

હલદર મહાશયે પડખું ફેરવ્યું.

બીજે દિવસે ગૃહિણી જપમાં બેઠાં હતાં, ત્યારે હલદર મહાશયે પાણી માટે સાદ કર્યો. બે ત્રણ અવાજ કર્યા ત્યારે ગૃહિણીએ ઉત્તર આપ્યો: “ જરા તો ધીરજ રાખો, માળા પૂરી કરી લઉં. ”

પરંતુ હલદર મહાશય તો પાણી માટે બૂમો પાડતા જ રહ્યા. કંટાળીને ગૃહિણી હાથમાં માળા સહિત આવી અને ઓરડાના દ્વાર પાસે ઊભી રહીને તીવ્ર અવાજે બોલી: “ ઘડીકેય સહન નથી થતું ! કહું તો છું. કે આટલા જપ પૂરા કરીને પાણી આપું છું. ”

દર્દભર્યા દયામણા અવાજે હલદર મહાશય બોલ્યા: “ તું જપ પૂરો કરીશ ત્યાં તો તરસથી મારો જીવ જતો રહેશે. ”

ગૃહિણીએ મોટે ઘાંટે કહ્યું: “ તે હું શું કરું ? જપ પૂરા કર્યા વગર હું ઓરડામાં પગ મૂકી શકીશ નહિ. ”

“ કેમ, આ ઓરડામાં શું છે ? ”

ક્રોધભર્યા અવાજે ગૃહિણી બોલી: “ શું, કશું નથી થયું ? ઝાડો

પેશાબ તો તમે ઓરડામાં જ કરો છો. તે સિવાય ઘરમાં વિલાયતી દવા બળી છે, એમાં કોણ જાણે શુંયે નાખ્યું હશે! દારૂ તો જરૂર હશે જ. તમારે તો જાણે ધર્મકર્મ કંઈ નથી. મરવાની વેળાએ પણ તમને બુદ્ધિ આવે એવું નથી લાગતું. આવી આભડછેટ મારાથી સહી શકાય નહિ!"

ક્ષુબ્ધ અવાજે હલદર મહાશય બોલ્યા: "તારી જપપૂજા મારા કરતાં પણ વધી ગઈ?"

નાકનું ટેરવું ચડાવીને ગૃહિણી બોલી: "ના, એવું તે હોય! તમારી સેવા કરું તો મારી સાતે પેઢી તરી જાય. મારે તે શું ધર્મકર્મ કંઈ છે?"

કંટાળીને હલદર મહાશયે કહ્યું: "હવે બરાડા ન પાડ; જા, તું તારે તારા જપ પૂરા કર. દુનિયાનાં નસીબ એટલાં સારાં છે કે તારા જેવી ધર્મઘેલી સ્ત્રીઓ ઘણી ઓછી જન્મે છે."

ગૃહિણીએ ઘાંટો પાડતાં કહ્યું: "હવે તો ઓછી જ જન્મે ને! અત્યારે ભાઈ સગો થવા આવ્યો છે. મરવાની વાર હોય તો ગળામાં ફાંસો નાખો."

દિલથી દાઝેલા હલદર મહાશય બોલ્યા: "એની જરૂર તો મારે માટે ઘણા સમય પહેલાં હતી."

ગૃહિણીએ દાંત પીસતાં ઓરડામાં પગ મૂકયો અને ઘડામાંથી પાણીનો પ્યાલો ભરતાં ભરતાં કહ્યુ: "તરસથી જીવ જતો હતો તે હવે પાણી પીને બચાવી લ્યો."

ગૃહિણીએ પાણીનો પ્યાલો સ્વામીની સામે મૂકયો. હલદર મહાશયે પ્યાલો લઈને એક તરફ મૂકી દીધો. ગૃહિણીએ એમના મોઢા સામે સળગતી નજરે જોતાં તીખા અવાજે કહ્યું: "ઓહોહો! એમાં તો રીસ ચડી! મારા હાથનું પાણી પણ નહિ લ્યે! પરણ્યા ત્યારથી મને બાળી રહ્યા છો તે હવે મરતી વખતે પણ તમારો આ સ્વભાવ શું નથી છૂટવાનો?"

હલદર મહાશયે કશો ઉત્તર ન આપ્યો. ગૃહિણીએ કહ્યું: "પાણી નહિ પીઓ તો મારું શું જવાનું છે! આવી રીસ તો મેં ઘણીયે જોઈ છે

મારા હાથનું પાણી નહોતું પીવું, તો મને બોલાવી શા માટે ?"

હલદર મહાશય એકદમ બેઠા થઈ ગયા અને બંને હાથ લાંબા કરતાં બોલ્યાઃ "ઝખ મારવા બોલાવી. હવે જો કોઈ દિ' તને બોલાવું તો......"

"કેમ મોટા ભાઇ, શું થયું છે ?"

હલદર મહાશય થાકેલા હૈયે બિછાના પર ઢળી પડયા. આ તરફ ગૃહિણી ગિરીશ પ્રત્યે એક તીરછી નજર નાખી ચાલી ગઇ. ગિરીશે પથારી પાસે આવીને ફરી પ્રશ્ન કર્યોઃ "શું થયું છે, ભાઈ?"

હલદર મહાશયમાં એ વખતે ઉત્તર આપવાની પણ શક્તિ નહોતી. જોસભેર ચાલતા શ્વાસથી એમનું શરીર ધ્રૂજી રહ્યું હતું. ગિરીશે એકદમ મોટા ભાઈની આંખો પર ને માથા પર પાણી છાંટી પંખા વડે પવન નાખવો શરૂ કર્યો.



[૨૯]

**ગણેશ** જમવા બેઠો હતો, મહામાયા બાજુમાં બેસીને સ્વામીને જમાડી રહી હતી, શરીર નરમ હોવાથી નિસ્તારિણી સંધ્યા પછી તરત પથારીમાં પડી હતી.

ગણેશ ભાત ખાતો હતો, મહામાયા સામે બેસીને વાતો કરી રહી હતી. આડીઅવળી બે–ચાર વાતો બાદ તેણે પૂછ્યું: "ઓલ્યા ઘરના કંઈ સમાચાર સાંભળ્યા ?"

ગણેશે થાળી સામે નજર રાખીને જ કહ્યું : "ના."

"આજ ત્યાં ચૂલો નથી સળગ્યો."

"કેમ ?"

"એ તો હું નથી જાણતી, પણ સાંભળ્યું છે કે તમારી ભાભીનું શરીર કંઈક નરમગરમ થયું છે, છોકરો પણ માંદો છે."

"અને મોટા ભાઈ ?"

"એમને ઉપવાસ છે."

ગંભીર અવાજે 'હં' કહીને ગણેશ જમવા લાગ્યો. ત્યાં તો મહામાયા બોલી: "ખરી વાત શું છે એ જાણો છો ?"

"શું ?"

"ઘરમાં કશું છે નહિ."

વ્યગ્રતાપૂર્વક ગણેશે પૂછ્યું: "કોણે કહ્યું ?"

જરા હસીને મહામાયા બોલી: "કહે વળી કોણ ? ઘર કયાં છેટું હતું ! એ તો બધી વાતો સંભળાય છે. કાલ બપોરે જ આ બાબત એ

બંને જણ વચ્ચે બોલચાલ થતી હતી."

ગણેશ ચૂપચાપ જમવાનું પૂરું કરવા લાગ્યો. મહામાયા ઘડીક ચૂપ રહીને બોલીઃ "બહેનની ઇચ્છા છે કે થોડા દાળચોખા આપી આવવા."

ગણેશે મોઢું ઊંચું કરી કઠોર અવાજે કહ્યુંઃ "એક દાણો પણ નહિ. હું ના કહું છું, મારી રજા વગર એક દાણો પણ મોકલશો નહિ."

મહામાયા બોલીઃ "અરે, તમે એ ભય રાખશો નહિ, હું કંઈ કાચી પોચી નથી."

ગણેશની સાસુએ કેટલાક દિવસથી અહીં ધામો નાખ્યો હતો. આ વખતે તેમણે રસોડાના બારણા પાસે આવીને બેઠક લીધી. મહામાયા જરા લાજ કાઢીને દૂર બેઠી. સાસુએ જમાઈ સામે જોઇને ધીમા અવાજે કહ્યુંઃ "જુઓ, મારી માયા પાસે એવા દરદાગીના નથી; લગન વખતના જે બે ચાર દાગીના છે, તે કંઈ પૂરતા ન કહેવાય. આવતે મહિને જ પ્રસંગ છે. એ વખતે એને માટે એક નેકલેસ કરાવી આપજો."

ગણેશે કશો ઉત્તર આપ્યો નહિ. સાસુએ કહ્યુંઃ "એમાં કંઈ બહુ ખરચ પણ નહિ થાય—છ સાત તોલા સોનું લેશો એટલે પતી જશે; બહુ બહુ તો બસો અઢીસોનો ખરચ થશે."

ગણેશ ચૂપ રહ્યો. મહામાયાએ દબાયેલા અવાજે કહ્યુંઃ "હા, એ શું નેકલેસ લેવાના હતા? તું પણ ભારે છે મા, એવું તે કદી બનવાનું હતું?"

હસીને સાસુ બોલીઃ "બધું બનશે બેટા, તારે જ પહેરવાનું છે. તારો સ્વભાવ પણ એવો ને એવો જ રહ્યો. ઘરેણાં પહેરતાં જાણે કંટાળો ચડે છે! તું પણ મારા જ સ્વભાવને મળતી છે."

મહામાયા બોલીઃ "તે હશે, પણ મારે ઘરેણાંની જરૂર નથી."

ધીમા તિરસ્કારભર્યા અવાજે ગણેશની સાસુ બોલીઃ "તને વળી શેની જરૂર છે, કહે જોઉં. દિકરી તો મારીને. જરૂર હોય કે ન હોય, પણ પાંચ માણસ વચ્ચે રહેવું હોય ત્યારે પાસે બે-ચાર સારી વસ્તુઓ તો જોઇએ. માનઆબરૂનો વિચાર તો રાખવો જ જોઇએ ને! અને તું કેમ ન

પહેરે ! અત્યારે જ તારે સારી વસ્તુઓ પહેરવાનો વખત છે. બે–પાંચ બાળબચ્ચાં થાય પછી તું થોડું પહેરવાની હતી ? પહેરવા–ઓઢવાનો ખરો વખત તો અત્યારે જ ગણાય."

મહામાયા બોલી: "એકલા વખતથી ચાલે મા ? એ માટે પૈસા પણ જોઈએ ને !"

અલંકાર પ્રત્યે પત્નીનો આવો વિરાગ જોઇને ગણેશ આશ્ચર્યભરી નજરે મહામાયા સામે જોઈ રહ્યો.

દિકરીની વાત સાંભળીને માતાએ ગંભીર ભાવે કહ્યું: "પૈસો જોઇએ કે ન જોઇએ, એની ચિંતા તારે શા માટે કરવી પડે ? શું મારા જમાઇ કાચાપોચા છે કે પૈસા લાવી શકતા નથી ?" ત્યાર પછી જમાઇ સામે જોઇને કહ્યું: "મારી દિકરીની વાત સાંભળો છો ને ? એને નથી સારાં લૂગડાંનો શોખ કે નથી આવડતો શણગાર ! તમે એકાદ હલકો નેકલેસ કરાવો. અહીંના સોની ન કરી શકે તો સોનું મને આપજો, હું તૈયાર કરાવી લાવીશ. મારા જેઠના દિકરાની વહુનો એક નેકલેસ અમે હમણાં જ તૈયાર કરાવ્યો, એવો સરસ ઘાટ ઘડાયો છે કે જોઇને આંખો ઠરી જાય. એ સોની પાસે જ ઘડાવી દઇશ."

ગણેશે જમી લીધું હતું. 'જોયું જશે' કહીને તે ઊઠીને ચાલ્યો ગયો.

ગણેશના ગયા પછી મહામાયાએ માતા સામે જોઈને કહ્યું: "તું પણ વિચિત્ર છે, મા ! એને કદાચ રીસ ચડશે."

પુત્રીના મોઢા સામે હાથ લાંબો કરીને મા બોલી: "તું તો હજી બાળક છે, ઘરની સ્ત્રી પાસે ઘડી બે ઘડી રીસ હોય. હં, તારા જેઠ પાસેથી આવેલા રૂપિયાનું શું કર્યું ?"

"કરે શું ? પેટીમાં મૂકી રાખ્યા છે."

"કેટલા રૂપિયા છે ?"

"એ હું નથી જાણતી."

વિસ્મયથી કપાળ સુધી આંખો ચડાવીને મા બોલી: "કપાળ મારું !

તું નહિ જાણે તો કોણ તારી મા જાણશે? રૂપિયા તો તારી જ પાસે છે ને?"

મહામાયા જરા ચિડાઈને બોલી: "હા, છે! કહું તો ખરું કે, એમણે પોતાની જ પેટીમાં રાખ્યા છે."

"તે તેં શા માટે ન રાખ્યા?"

"આપે ત્યારે રાખું ને!"

માએ જરા તીખા અવાજે કહ્યું: "પુરુષ કોઇ દિવસ એમ આપતો જ નથી, એ તો તારે જ લેતાં શીખવું જોઇએ. અરેરે, તું તો સાવ ભોટ જેવી જ રહી! તારામાં બુદ્ધિ કયારે આવશે?"

બીજી અનેક સ્ત્રીઓની ચતુરાઇના દાખલા આપતી આપતી મા દિકરી સાથે જમવા બેઠી.

બીજે દિવસે સવારે માતંગિનીએ ગણેશને કહ્યું: "મારા રૂપિયા મને આપે છે ને ગણેશ?"

"કેમ, શી જરૂર છે?"

"વાહ, શું મારે જરૂર નહિ હોય?"

"શા માટે જોઇએ છે તે તો કહે."

માતંગિનીએ કહ્યું: "એક વાર કાશી તરફ યાત્રાએ જઈ આવવાનો મેં વિચાર કર્યો છે."

ગણેશ ગંભીર અવાજે બોલ્યો: "હં."

માતંગિનીએ કહ્યું: "સાતુ ઘોષની મા જવાની છે, દીનુ ચક્રવર્તીની ફોઈ જવાની છે. બીજા પણ ઘણા માણસો જવાના છે. મેં પણ એ લોકોની સાથે જવાનો વિચાર ગોઠવ્યો છે."

ગણેશે કશો ઉત્તર ન આપ્યો. માતંગિની બોલી: "પૂનમને દિવસે કાશીમાં ઉત્સવ છે. અહીંથી બધાં દશમને દિવસે જશે. મેં પણ એ લોકોને મળીને વાત નક્કી કરી છે."

"તારાથી જઈ શકાશે નહિ."

"કેમ ?"

"રૂપિયા કયાં છે ?"

"મોટા ભાઈએ તો મારા બસો રૂપિયા તને આપ્યા છે."

"એ રૂપિયામાંથી એક પાઈ પણ કોઈને નહિ મળે."

આશ્ચર્ય પામતી માતંગિની બોલી: "નહિ મળે ? મારા રૂપિયા શું મને નહિ મળે ?"

ઊંચે સાદે ગણેશે કહ્યું: "ના; એ પૈસા કંઈ યાત્રા કરવા માટે નથી રાખ્યા."

માતંગિનીએ પૂછ્યું: "તો શા માટે રાખ્યા છે ?"

ચીસ પાડી ઊઠીને ગણેશ બોલ્યો: "મારા શ્રાદ્ધ માટે રાખ્યા છે...મારા શ્રાદ્ધ માટે !"

ખભે ફાળિયું નાખીને ગણેશ બજારમાં ચાલ્યો ગયો. માતંગિની અવાક્ થઈને ગાલ પર હાથ રાખી દિગ્મૂઢ ઊભી રહી.

મહામાયા માતાને સંબોધીને બોલી: "જોયું મા, રામ ન હોય તો રામાયણ. કાલે હજી વાત કરી ન કરી ત્યાં તો આજ પૈસાની જરૂર ઊભી થઈ! તું હજી કશું નથી જાણતી, મા !"

માએ વિસ્મય સહિત કહ્યું: "તમારે અંદર અંદર આવું હશે એ હું કયાંથી જાણું ? ભાઈ-ભોજાઈ શું પરાયાં હશે ? એમને માટે કંઈક થાય ત્યાં ઈર્ષ્યા ! આવું તો દિકરી, તારા જ ઘરમાં જોયું !"

મહામાયા ખેદભર્યા અવાજે બોલી: "હરિ, હરિ ! કોણ ભોજાઈ ? હું ? કપાળ મારૂં ! કાલે છુપાઇને બધું સાંભળ્યું હશે, એટલે આજ તીરથ કરવાનું મન થઈ ગયું."

વિસ્મય પામતી માતંગિની બોલી: "છુપાઇને કોણે શું સાંભળ્યું છે, નાની વહુ ?"

તીવ્ર અવાજે મહામાયા બોલી: "એ તો જેનો સાંભળવાનો સ્વભાવ છે તેણે બધું સાંભળ્યું છે."

માતંગિનીએ રોષભર્યા અવાજે કહ્યું: "હું એવા બાપની દિકરી

નથી કે છાનીમાની લપાઈ–છુપાઇને કોઈની વાતો સાંભળું.”

મહામાયાએ શ્લેષભર્યા અવાજે કહ્યું: “ત્યારે શું તીરથ કરવા જવાની વાતનું કાલે રાતે સ્વપ્નું જોયું હતું? સવાર થયું ન થયું ત્યાં તો તમને રૂપિયાની જરૂર પડી ગઈ!”

માતંગિનીએ કહ્યું: “સ્વપ્ન જોયું હતું કે કાલે નક્કી કર્યું હતું, એ જાણવું હોય તો સાતુ ઘોષની માને બોલાવીને તું પૂછી શકે છે.”

મહામાયાએ કહ્યું: “મારે એવી પંચાતની જરૂર નથી. તમે ગભ-રાશો નહિ, બહેન! મારો નેકલેસ ભલે નહિ બને. નેકલેસ પહેરવા જેવું મારું નસીબ જ નથી.”

માતંગિની સ્થિર ગંભીર અવાજે બોલી: “તારો નેકલેસ કરાવવાનો છે? નેકલેસ જ શા માટે! તારા માથા પર તો સોનાનો મુગટ શોભે, નાની વહુ! ભગવાન એવો દિવસ આપે. પણ ભગવાન જાણે છે નાની વહુ, કે મેં તારા નેકલેસની કશી વાત નથી સાંભળી. જો મેં એ વાત સાંભળીને જ આજે રૂપિયા માગ્યા હોય તો મને ભવોભવ આવો રંડાપો મળે. હજી ગઈ કાલે જ એકાદશી હતી...આજ...”

માતંગિની વધુ બોલી શકી નહિ; એ મોઢા પર સાડીનો છેડો દબા-વીને બહાર ચાલી ગઈ.



[૩૦]

ગણેશ બહાર જતો હતો ત્યારે એની નજર બહારના બારણા પાસે ઊભી રહેલ નિસ્તારિણી પર પડી અને તે એકાએક થંભી ગયો. નિસ્તારિણી ધીરે ધીરે અંદર ચાલી ગઈ.

ગણેશે જ્યારે મોઢું ઊંચું કરીને જોયું, ત્યારે ભાભી ત્યાં નહોતાં. ગણેશ એકાએક શા માટે ઊભો રહ્યો, એ એના પોતાથી પણ સમજાયું નહિ. પણ આમ એકાએક ઊભા રહી જવાની શરમ એના અંતરને ઝાંખું પાડવા લાગી, તે વધુ વખત ત્યાં ઊભો રહી શકયો નહિ; કોઈ દિશા તરફ ન જોતાં ઉતાવળે પગલે તે બજાર તરફ ચાલ્યો ગયો. જતાં જતાં તેને સંભળાયું કે જાણે વિશુ તેને પાછળથી સાદ કરી રહ્યો છે: "કાકા, કાકા!" પણ ગણેશે પાછળ ફરીને જોયું નહિ.

બજારમાંથી આવીને ગણેશ જ્યારે સ્નાન કરવા જતો હતો, ત્યારે વિશુએ એની સામે આવીને કહ્યું: "મારી મા તમને બોલાવે છે, કાકા."

વિરક્તભાવે ગણેશ બોલ્યો: "અત્યારે મને વખત નથી."

વિશુ વધુ કંઇ ન બોલતાં ચાલતો થયો. ગણેશે સાદ પાડીને કહ્યું: "સાંભળ."

વિશુ પાછો ફરીને ઊભો રહ્યો. ગણેશે પૂછ્યું: "તને તાવ આવે છે?"

"હા."

"કેટલા દિવસથી?"

દિવસની ગણતરી બાળક કયાંથી જાણે! તે બોલ્યો: "ઘણા દિવસથી."

"દવા પીએ છે ને?"

"ના."

"દવા કેમ નથી પીતો?"

"મા કહે છે, કે સારું થઈ જશે."

"તારી મા તો દાક્તરી પણ શીખી ગયાં લાગે છે! અને તું ખાય છે શું?"

"મમરા."

"તાવમાં મમરા? શું એકાદ મોસંબી પણ નથી મળતી?"

વિશુએ ધીમેથી કહ્યું: "કેમ ન મળે? પણ મા કહે છે કે મોસંબી ન ખવાય."

ગણેશે ગંભીરતાપૂર્વક ઉચ્ચાર્યું: "હં."

વિશુ ધરતી સામે નજર ટેકવી ઊભો રહ્યો.

ગણેશે કહ્યું: "તું અમારે ઘેર કેમ નથી આવતો?"

"આવું તો મારી કાકી મને મારે છે, કાકા!"

"હં, તેથી જ તારી માએ તને મારે ત્યાં આવવાની ના પાડી હશે."

"ના, મારી માએ તો ના નથી પાડી; મારાં કાકીએ જ કહ્યું છે કે જો હવેથી આવીશ તો ખૂબ મારીશ; તમે મારી કાકીને મારશો ને કાકા?"

ગણેશે કહ્યું: "સારું, તું અત્યારે જા."

વિશુ ધીરે ધીરે ઘરમાં ગયો, ગણેશ નાહવા માટે ફળીઆ બહાર નીકળી ગયો.

નિશાળેથી પાછા ફરતાં ગણેશ પોતાના ઘરમાં ન ગયો, પણ થરથરતા પગે ભાઇના ઘરમાં દાખલ થયો. એ વખતે નિસ્તારિણી એક ફાટ્યું વસ્ત્ર સાંધતી બેઠી હતી. અચાનક ગણેશને ઓસરીમાં આવેલો જોઇને તે વિસ્મયથી જોઈ રહી. ગણેશ પણ કશું બોલી શક્યો નહિ, નીચું મસ્તક રાખીને એ ચૂપચાપ ઊભો રહ્યો. વિશુ ઓસરીના એક ખૂણામાં બેઠો બેઠો રમતો હતો. તે 'કાકા, કાકા' બોલતો બોલતો એકદમ દોડી આવ્યો અને ગણેશના પગે વળગી પડયો. ગણેશે એના તરફ ન જોતાં ભાભીને સંબોધી કહ્યું: "મને બોલાવ્યો હતો?"

નિસ્તારિણીએ ગંભીર થઇ જઇ ઉત્તર આપ્યો: "હા, એ વખતે બ્હેન આવ્યાં હતાં."

"પૈસા બાબતની વાત માટે ને?"

"હા, તો પછી એમના રૂપિયા એમને પાછા આપી દેવા એ શું સારું નથી?"

જરા વ્યગ્ર થઇ જઇને ગણેશ બોલ્યો: "સારું છે કે નથી એ નક્કી કરવાનો બોજો મેં કોઇના ઉપર નથી નાખ્યો."

હસીને નિસ્તારિણીએ કહ્યું: "કોઇના પર બોજો ન નાખવા છતાં પણ લોકોનો એવો સ્વભાવ હોય છે, કે બીજાના સારાનરસાની ટીકા કર્યા વગર તેઓ રહી શકતાં નથી."

ગણેશે કહ્યું: "તો તો હું પણ કહીશ કે વિશુને ઘણા દિવસથી તાવ આવ્યા કરે છે, એને દવા ખવરાવવી એ શું સારું નથી?"

"પણ હું કંઈ દાક્તરને બોલાવવા કે દવા લેવા થોડી જઈ શકું તેમ હતી?"

"મારા ભાઈ તો છે ને?"

"એમને વખત નથી."

"એમને એવું તે શું કામ હતું કે દવા લાવવાનો પણ વખત નથી? દુકાન તો બંધ છે!"

"નિસ્તારિણી નિરુત્તર રહી. ગણેશે કહ્યું: "પણ ખરી વાત શું છે, તેની મને ખબર પડી છે."

"શી ખબર પડી છે?"

"ઘરમાં પૈસા નથી."

"એ શું ઓછું છે?"

ગણેશે જરા ચિડાઈને કહ્યું: "ઓછું તો નથી, પણ મારા ભાઇ જ્યારે ગાંઠના પૈસા ખરચીને ગિરીશ હલદરની વહુ માટે દવા કરાવે છે, તો પછી અહીં ઘરના બાળક માટે પૈસા નથી!"

"એમના કામનો ખુલાસો તમે એમની પાસેથી મેળવો એ જ સારું કહેવાય."

"મારે એવો ખુલાસો લેવાની જરૂર નથી. તમારા દિકરાને તમે જીવાડો કે મારો, એ બાબતમાં કશું કહેવાનો મને ક્યાં હક્ક હતો?"

નિસ્તારિણીએ મંદ હાસ્ય સહ કહ્યું: "એ તો તમારા મનને સમજશો એટલે દેખાશે. હું કોઇનો હક્ક છીનવી લેવા ગઇ નથી."

"છીનવી લેવા નથી ગયાં?" ગર્જના કરીને ગણેશ બોલ્યો "છીનવી લેવા નથી ગયાં? તમે તો સઘળું છીનવી લઇને આજ મને રસ્તાનો ભિખારી કરી મૂકયો છે. બાકી શું રાખ્યું છે? મારા જીવનના તમામ હક્કથી મને વંચિત કરીને..."

નિસ્તારિણીની આંખો અને ચહેરા પર વિજયગર્વની તીવ્ર હાસ્યરેખા ખીલેલી જોઇ ગણેશ બોલતો બંધ થઇ ગયો. પરાજયની ગંભીર શરમથી એનું મસ્તક નીચું ઢળી પડયું. છી છી, એક સ્ત્રી પાસે પોતે પોતાના પરાજયની વાત આવી રીતે કહી નાખશે, એવું તેણે સ્વપ્ને પણ નહોતું વિચાર્યું. ગણેશના મનમાં થયું: અત્યારે ને અત્યારે પોતાની જીભ ખેંચી બહાર ફેંકી દઉં.

પાછળથી મુરલી બોલી ઊઠયો: "કોણ ગણેશ, અરે ગણેશ! માતુને યાત્રા કરવા જવું છે તો..."

ભાઇની સામે ફરીને ગણેશ બોલ્યો: "એક પાઈ પણ નહિ આપું. એને જે કરવું હોય તે કરી લ્યે."

વિશુને દૂર કરી ગણેશ પાગલની માફક ચાલ્યો ગયો. નિસ્તારિણી કંઇક આછું હસી.

મુરલી બોલ્યો: "વેપારીઓએ જે દાવો માંડ્યો હતો, એમાં એકતરફી હુકમનામું થઈ ગયું છે, નિતુ."

નિસ્તારિણીના હોઠ પરતું હાસ્ય ત્યાં ને ત્યાં જ વિલાઈ ગયું.



[૩૧]

**ગિરીશની** સેવા-ચાકરીથી કંઇક આરામ પામીને હલદર મહાશયે નાના ભાઈને પૂછ્યું: "આજ તું ઑફિસે નથી ગયો?"

ગિરીશે ઉત્તર આપ્યો: "ના, મેં સાત દિવસની રજા લીધી છે."

"ચડતા પગારે?"

"ના, હક્કની રજાઓ તો ભોગવાઈ ગઈ છે."

"તો પછી રજા શું કામ લીધી? તારી વહુને તો હવે સારું છે ને!"

"એને માટે રજા નથી લીધી."

"ત્યારે કોના માટે?"

"આપને માટે."

"મારે ખાતર તારે નુકસાન વેઠીને શા માટે રજા લેવી જોઈએ?"

ગિરીશ ચૂપ રહ્યો. હલદર મહાશયે પ્રશ્ન કર્યો: "પૈસો એ શું છે, એની પિછાન હજી પણ તું નથી કરી શક્યો?"

ગિરીશે સ્થિર અવાજે કહ્યું: "પૈસાને તો ખૂબ ઓળખું છું, ભાઇ! પણ પૈસા કરતાંય બીજી એક મોટી વસ્તુ છે."

"એ શું વળી?"

"કર્તવ્ય."

હલદર મહાશયે નાના ભાઈના ચહેરા સામે જોઇને કહ્યું: "તને શું એમ લાગે છે કે તારી ચાકરી વગર હું બચી શકીશ નહિ?"

ગિરીશે નીચી નજરે ઉત્તર આપ્યો: "આપ બચી શકો તેમ છતાં મારું જે કર્તવ્ય છે તે તો મારે બજાવવુ જ જોઇએ."

હલદર મહાશય કઠોર હાસ્ય હસતા બોલ્યાઃ "ભાઈ, હું તો વૃદ્ધ થઈને મરવા પડયો છું, પણ અત્યારે તું મને કર્તવ્ય દેખાડવા આવ્યો છે! તારો કહેવાનો શું ઉદ્દેશ છે એ કહે જોઉં."

ગિરીશ ચૂપ રહ્યો. જરા રહીને હલદર મહાશયે કહ્યું: "આ થોડા દિવસોમાં દાક્તરની દવા વગેરેનો કેટલો ખર્ચ થયો છે?"

ગિરીશે માથું ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું: "દસ રૂપિયા."

"હં, તારી પાસે હું કેટલું વ્યાજ માગું છું, અઢી પૈસા લેખે? ચૂલામાં જાય. તેં આટલું કર્યું છે તો સેંકડે ત્રણ ટકાનો જ હિસાબ કર."

ગિરીશે હિસાબ કરીને કહ્યું: "લગભગ બોંતેર રૂપિયા."

હલદર મહાશયે કહ્યું: "લગભગ શા માટે? મહિને નવ રૂપિયાના હિસાબે આઠ મહિનાના બરાબર બોંતેર રૂપિયા જ થાય. એમાંથી દસ રૂપિયા જાય. એટલે બાસઠ રૂપિયા રહ્યા. મૂળ રકમ સાથે ગણીએ તો ત્રણસો ને બાસઠ રૂપિયા; ખરું ને?"

"જી હા."

"પણ બીજા ચાર પાંચ માસ જશે એટલે વ્યાજનો આંકડો સો સુધી પહોંચી જશે. ત્યાર પછી તો તારે ચારસો રૂપિયાનું વ્યાજ આપવું પડશે ને?"

"હા જ તો."

"એટલી મુદતમાં તું રૂપિયા ભરી શકીશ?"

"ભરી શકું એવો તો કોઈ રસ્તો નથી."

"બે–ચાર મહિના પછી કોઈ રસ્તો કાઢી શકાશે?"

"ના."

"તો પછી?"

ગિરીશ ચૂપચાપ બેસી રહ્યો. હલદર મહાશયે ઘડીભર મૌન રહીને ધીરેથી કહ્યું: "ભાઈ, હું સમજી શકયો છું કે, આ વખતે હું પથારીમાંથી ઊઠી શકીશ નહિ. તેથી જતાં પહેલાં હું તમામ પ્રકારનું લેણદેણ ચોખ્ખું

કરવા માગું છું. કારણ કે લેણું ચૂકવવા માટે જેવી રીતે જન્મ લેવો પડે છે, તેવી રીતે લેણું લેવા માટે પણ જન્મ લેવો પડે છે. તેથી ફરી વાર જન્મ ન લેવો પડે, એવું હું માગું છું. તું શું કહે છે ?"

ગિરીશે શુષ્ક અવાજે કહ્યું: "આપ મને શું કરવાનું કહો છો, ભાઈ ?"

હલદર મહાશયે હસતા ચહેરે કહ્યું: "હું જે કંઈ કહીશ, તે સારા માટે જ કહીશ. તું બરાબર વિચારી જોજે. મારું કહેવું એમ છે કે, વ્યાજ સાથે મારી જે રકમ લહેણી નીકળે છે, તે રકમ બદલ તેં જે મકાન વગેરે ગીરવી મૂકેલ છે, તેનું વેચાણખત મને લખી આપ. આમ થશે એટલે બધું પતી જશે. કેમ, મારું કહેવું વાજબી છે ને ?"

"જી હા."

"હવે તું સમજ્યો. જો, તું ભાઈ છે, એ સ્ત્રી છે; ભવિષ્યમાં તમારી બંનેની વચ્ચે કોઈ પ્રકારનો ક્લેશ થાય તો મને સ્વર્ગમાંય શાંતિ ન મળે. અને પછી તો તારે જ બધું સંભાળવાનું છે! ભાભીને કે ભત્રીજાને તું કંઈ દૂર ઠેલી શકીશ નહિ. તો પછી તું આ પ્રમાણે કરવામાં ખુશી છે ને ?"

હલદર મહાશય આશાભરી નજરે નાના ભાઈ સામે જોઈ રહ્યા. ગિરીશે દબાયેલા અવાજે કહ્યું: "હા."

હલદર મહાશયે છૂટકારાનો દમ ખેંચતાં કહ્યું: "હા...શ! બચી ગયા! એક ભારે બોજો દૂર થયો. હવે હું શાંતિથી મરી શકીશ. તારા, તારા, બ્રહ્મસનાતની મા! ભગવાન ઈ પરમેશ્વર છે."

દવા લેવાનો વખત થઈ ગયો હતો. ગિરીશે દવાનો ભાગ કાઢી મોટા ભાઈના હાથમાં પ્યાલી મૂકી. હલદર મહાશય બોલ્યા: "હવે શા માટે ભાઈ! આપે છે તો લાવ પી જાઉં; તારા મનનો ક્ષોભ શા માટે રાખવો જોઈએ ?"

નાના ભાઈના મનનો ક્ષોભ દૂર કરવા માટે હલદર મહાશય દવા પી ગયા. ગિરીશે કહ્યું: "ત્યારે હું જઈશ, નાહી-ધોઈને પછી નિરાંતે આવીશ."

હલદર મહાશય બોલ્યાઃ "હા ભાઇ, જા, વખત પણ થઈ ગયો છે. પેલી વાત ન ભૂલતો. હમણાં તો તું રજા પર છે, તો આવતી કાલે જ વેચાણખત તૈયાર કરાવીને રજિસ્ટર કરાવી આવજે. રજિસ્ટર કરવાનું ખર્ચ હું આપીશ. જા, સમજ્યો ?"

"સારું." કહીને ગિરીશ ચાલ્યો ગયો. હલદર મહાશય વિજયનો ઉલ્લાસ વ્યક્ત કરતું હાસ્ય હસ્યા અને મન સાથે બોલ્યાઃ "તું મારી સાથે ચાલાકી રમવા આવ્યો હતો, કેમ ?"

સંસારમાં એવા માણસો ઘણા છે, જેઓ બીજાના કાર્યમાં કંઇક ને ને કંઇક હેતુ જોયા કરે છે. હેતુ વગર કોઈ પણ માણસ કોઈ પણ કાર્ય કરી શકે છે, એવું તો એ લોકો મનમાં પણ નથી ધારતા. તેથી જ હલદર મહાશયને નાના ભાઈની ભ્રાતૃભક્તિ પાછળ કોઈ પ્રકારનો ગંભીર હેતુ હશે એવો સંશય થયો હતો. ગિરીશ જેવા ગરીબ માણસો ઘરના પૈસા ખર્ચીને પણ ભાઈની દવા કરાવી શકે છે, એવી અસ્વાભાવિક માન્યતા તેઓ મનમાં પણ નથી લાવી શકતા. સ્વાર્થ વગર શું માણસ પારકી પંચાત કરી શકે છે ? અને તે પણ ઘરના પૈસા વાપરી ને ! ઘણી વિચારણાને અંતે હલદર મહાશય નાના ભાઈની સેવા પાછળ રહેલા ગંભીર હેતુને જોઇ શકયા હતા. ગિરીશ એમનો દેણદાર હતો. કોઇ પણ ઉપાયે દેવામાંથી રાહત મેળવવાનો એનો હેતુ હતો. આ રીતે મોટા ભાઇની સેવા કરીને જો મોટા ભાઇના મનને કૂણું પાડી શકાય તો સહજમાં દેવામાંથી છૂટી શકાય. કેવો ભયંકર હેતુ ! કેવો ઘોર સ્વાર્થ !

પરંતુ હલદર મહાશય જેવા બુદ્ધિશાળી માણસોને પ્રપંચમાં સપડાવીને કામ કાઢી લેવું એ કંઈ જેવી તેવી વાત નથી. ગિરીશને પોતાની બુદ્ધિ-જાળમાં ફસાવીને હલદર મહાશય ખૂબ ખુશ થયા.

ગિરીશના ગયા પછી ગૃહિણીએ આવીને પૂછ્યુંઃ "લક્ષ્મણ સાથે શી ખાનગી વાતો થતી હતી ?"

"મારા શ્રાદ્ધની." હલદર મહાશયે આડી નજરે જોઇને કહ્યું.

કપાળમાં કરચલીઓ પાડતી ગૃહિણી બોલી: " ઓહ ! કેવુંક શ્રાદ્ધ થશે ? બ્રાહ્મણોની ચોર્યાશી જમાડાશે ને ? "

ગંભીરતાપૂર્વક હલદર મહાશય બોલ્યા: " જરૂર, મારા શ્રાદ્ધમાં બ્રાહ્મણોની ચોર્યાશી ન જમે તો લોકો તારા પર ધૂળ ઉડાડે ! "

સ્વામીના વદન પર તીવ્ર કટાક્ષ કરીને ગૃહિણીએ શ્લેષભર્યા અવાજે કહ્યું: " ઓહોહો ! મારી ચિંતા કરી કરીને જ જાણે મરવા પડ્યા છો ! "

હલદર મહાશય આંખો બંધ કરીને ચૂપચાપ પડયા રહ્યા. ગૃહિણીએ જરા વાર મૂંગી રહીને પૂછ્યું: " વેચાણખત, રજિસ્ટર, આ બધી શી વાતો થતી હતી ? ખત શેનું ? "

" મારી મિલ્કતનું. "

નાકનું ટેરવું ચડાવીને ગૃહિણી બોલી: " ઓહ, મિલ્કતનો તો પાર નથી, જાણે અડધું રજવાડું ! એક વિધવાને એક ટંકની ખોરાકી પણ પૂરી મળી શકે એમ નથી. હં, તે કોને આપતા જાઓ છો ? ભાઈને ? "

હલદર મહાશયે ઉત્તર ન આપ્યો. ગૃહિણી બોલી: " હું બધું સમજી ગઈ છું, શું ભાઈ કાંઈ પરાયો થાય ? એ તો કહેવત છે કે ગમે તેવો તોય માજણ્યો ભાઈ ! તમે તમારે ખુશીથી સઘળું આપી દેજો; મારે ભગવાન સરખો ધણી છે. "

રોષથી હાંફતી ગૃહિણી ઓરડા બહાર ચાલી ગઈ. હલદર મહાશય પડયા પડયા વિચારવા લાગ્યા: " માજણ્યો ભાઈ ! "

પરંતુ ગૃહિણી ભગવાન ઉપર વિશ્વાસ રાખીને સ્થિર રહી શકી નહિ. મૃત્યુકાળે કદાચ સ્વામીની બુદ્ધિ અવળી થાય અને તેઓ સઘળી સંપત્તિ નાના ભાઈને આપતા જાય તો શું કરવું ? આવે પ્રસંગે પોતાનું કોઈ એકાદ અંગત માણસ જોઈએ. ગૃહિણીએ તે જ દિવસે પોતાના ભાઈને તેડી લાવવા માટે એક માણસ રવાના કર્યો.



## [૩૨]

ગિરીશે ઘેર આવી પત્નીને સઘળી વાત કહી. નાની વહુએ બધી વાત સાંભળ્યા પછી કહ્યું: "રસ્તો ખોટો નથી. દેવાના પાપ જેવું શું બીજું કોઇ પાપ છે? એ પાપથી છૂટાય તો જ સારું. અને તમે પણ દેવાની બળતરા કરી કરીને અડધા થઈ ગયા છો. તમારી ચિંતા પણ જશે."

"ચિંતા તો જશે; પણ પછી શું?"

"ત્યાર પછી બીજું શું? ઘરબારની વાત કરો છો ને?"

"હા, હાથમાંથી ઘર ગયા પછી આપણે કયાં ઊભા રહીશું?"

"શું ઊભા રહેવાની જગ્યા કયાંય નહિ મળે?"

ગિરીશે કહ્યું: "મળશે તો ખરી, પણ ઝાડ નીચે. ઝાડ નીચે તું રહી શકીશ?"

સ્વામીના વદન પર તિરસ્કારભર્યો કટાક્ષ કરતી નાની વહુ બોલી: "સાંભળો વાત, શું હું નહિ રહી શકું? તમે રહી શકો ને મારાથી નહિ રહી શકાય?"

ઊંડો નિઃશ્વાસ નાખતો ગિરીશ બોલ્યો: "એ જ યોગ્ય છે. રામચંદ્રજીએ સીતાદેવી સાથે વનવાસમાં રાજસુખ ભોગવ્યું હતું, હુ તારી સાથે ઝાડ નીચે રહીને સ્વર્ગસુખ અનુભવીશ."

ગિરીશે પ્રેમાશ્રુભરી દૃષ્ટિએ પત્નીના ચહેરા સામે જોયું. મુરલીએ ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું: "સ્વર્ગ તો હજી ઘણું દૂર છે, કાકા! અત્યારે તો નરકની જ વાત કરો."

નાની વહુ જરા આધું ઓઢીને સરકી ગઈ. ગિરીશે પ્રશ્ન કર્યો: "નરક કેવું છે, મુરલી ?"

મુરલીએ નીચે બેસીને કહ્યું: "જેવું તેવું નરક નથી; સીધું કુંભીપાક નરક ! પ્રાયશ્ચિત્ત કર્યા વગર ઉદ્ધાર નથી."

વિસ્મય પામી ગિરીશે પ્રશ્ન કર્યો: "શેનું પ્રાયશ્ચિત્ત ? કોને કરવાનું છે ?"

"ઘણાને કરવું પડશે. મારાં કાકી, આપ, આપનાં બાળબચ્ચાં અને હું પણ સાથે જ છું."

"કારણ ?"

"કારણ, આપે કલકત્તાથી જે તે અખાદ્ય લાવીને મારી કાકીને ખવરાવ્યું છે. જુઓ કાકા, તમે બ્રાહ્મણના દિકરા થઈને આવું બધું કેમ ખવરાવ્યું, કહો જોઉં ? મારાં કાકી કદાચ ન બચત, પણ એથી આવું થાય ? છેવટે મને ગુન્હેગાર કર્યો. મારા પ્રાયશ્ચિત્તનો બધો ખર્ચ તમારે જ આપવો પડશે."

ગિરીશે હસીને કહ્યું: "ખર્ચ કર્યે કંઈ આ પાપનું પ્રાયશ્ચિત્ત નથી થતું, મુરલી !"

"તમે કહો એટલે ? તમારા મોટા ભાઈ જેવા પંડિત આટલામાં બીજા કોઈ નથી. એમણે જ આ નિર્ણય આપ્યો છે."

"સારું સારું," કહીને ગિરીશે અનુપમાને તમાકુ આપી જવા હાક મારી. મુરલી બોલ્યો: "તમાકુ તમે જ પીઓ, કાકા ! મેં તો છોડી દીધી છે."

"શા દુઃખે ?"

"સમાજ મારો હુક્કો બંધ કરે એ પહેલાં જ મેં તમાકુનો ત્યાગ કર્યો છે."

"તું પણ ભારે હુંશિયાર છે."

હસતાં હસતાં મુરલી બોલ્યો: "ચોર છટકી જાય ત્યાર પછી જ બુદ્ધિ વધે છે, એ તો જાણો છો ને ? મારે પણ એમ બન્યું છે. હં, મેં સાંભળ્યું છે કે તમે મોટા ભાઇની ખૂબ સેવાચાકરી કરી રહ્યા છો ?"

"ખૂબ તો નહિ, પણ જરૂર પૂરતી."

મુરલીએ તીરછી નજરે ગિરીશ સામે જોઇને ધીમા અવાજે કહ્યું: "તમે કામ તો સારું કરો છો, કાકા! પણ હું તમારી જગ્યાએ હોત તો શું કરત તે કહું? દવા સાથે થોડું વિષ મેળવી દેત."

મુરલી ઊભો થયો. ગિરીશે કહ્યું: "કેમ, એટલી વારમાં ઊભો થયો?"

મુરલીએ કહ્યું: "મારા વિશુની તબિયત પાછી લથડી છે, એની મા પણ પથારીમાં પડી છે. હું માત્ર સમાચાર આપવા આવ્યો હતો."

મુરલીના ગયા પછી અનુપમા તમાકુ આપી ગઈ. ગિરીશ બેઠો બેઠો હુક્કો પીવા લાગ્યો. નાની વહુએ નજીક આવી સ્વામી સામે જોઇને કહ્યું: "હું માંદી હતી ત્યારે મને સાહેબ લોકોના હાથની બનાવેલી વસ્તુઓ ખવરાવી હતી?"

"હા, પણ એમાં કોઇ અખાદ્ય વસ્તુ નહોતીઃ ચોખાની જ બનાવટ હતી અને ગંગાજળમાં તૈયાર કરી હતી. અને સાહેબ લોકોની જાત કંઈ હલકી નથી."

કૃત્રિમ ક્રોધભર્યા કટાક્ષ સહિત આછું હસીને નાની વહુ બોલી: "મને તો ભારે ભય લાગ્યો હતો! સાહેબનું બનાવેલ હોય કે મુસલમાનનું બનાવેલ હોય, તમે તમારા હાથમાં લઇને મને ખવરાવ્યું છે; પછી શું?"

"હું હાથમાં લઇને આવ્યો એટલે શું શુદ્ધ થઈ ગયું?"

મક્કમ અવાજે નાની વહુ બોલી: "જરૂર. બીજાઓ માટે એ વસ્તુ અશુદ્ધ હોવા છતાં મારે માટે તો એ ભગવાન નારાયણનો પ્રસાદ જ હતો. તમે તમારા હાથથી કદાચ મને ઝેર આપો તો પણ મારે મન તો એ મધુર અમૃત તુલ્ય છે."

પ્રેમના ઉમળકાથી અને ભક્તિના મહિમાથી નાની વહુનું વદન તેજોમય બની ગયું. ગિરીશ કંઈક કહેવા જતો હતો, પણ કહી શકયો નહિ; એનું ગળું જાણે ભારે થઈ રહ્યું હતું. એના નયન અને વદન પર જાણે ગર્વની તેજરેખા ચમકી ઊઠી. તે ચૂપચાપ બેઠો બેઠો હુક્કો પીવા લાગ્યો.

॥ નાની વહુ પણ સ્ત્રી છે, મોટા ભાઈની વહુ પણ સ્ત્રી છે, પણ બંને વચ્ચે કેટલો પ્રભેદ! ગંગાજળ પણ પાણી છે અને કૂવાનું પાણી પણ પાણી છે, પરંતુ કેટલો પ્રભેદ! કમળ પણ ફૂલ છે, અને આવળનું ફૂલ પણ ફૂલ છે; પરંતુ કેટલો પ્રભેદ! એક જ મેઘમાળામાંથી થતી વૃષ્ટિમાં અને વિદ્યુદગ્નિમાં કેટલું બધું જુદાપણું છે! એક આપે છે ઠંડક, બીજું આપે છે પરિતાપ. એકમાં અમૃત, બીજામાં મૃત્યુ! ખરેખર, જગત્ વિચિત્ર છે, પચરંગી છે, ન સમજાય એવું વિષમ છે.॥

સ્વામીને વિચારમગ્ન જોઈને નાની વહુએ પૂછ્યું: "દેવાની ચિંતા તો ટળી ગઇ છે; હવે શાના વિચાર કરો છો ?"

"વિચારનો કંઈ છેડો હોય છે! ઘણા ય વિચારો આવ્યા જ કરે છે."

"શેના વિચાર આવે છે ? કહો તો."

"ઘણાયઃ આકાશના, પાતાળના, ધરતીના, તારા, મારા—ઘણા ઘણા વિચારો આવે છે."

"મારા વિચારો શા માટે ? મારા વિચારો મારી પાસે રાખો, અને તમારી વાત તમે યાદ કરો."

"કઈ વાત ?"

મંદ હાસ્ય હસતી નાની વહુ બોલી: "હું બચી જઈશ એવું મેં કહ્યું હતું, ને હું બચી ગઈ છું. તમે બે રૂપિયાની વસ્તુઓ લાવવાનું કહ્યું હતું તે લઈ આવો."

હસીને ગિરીશ બોલ્યો: "ઓહ્, આ વાત!"

"હું બીજું કશું સાંભળવાની નથી, તમારે લાવવી જ પડશે. હું રાંધીને તમને જમાડીશ."

પ્રીતિભરી પ્રફુલ્લ નજરે પત્નીના મુખ સામે જોઈ ગિરીશ બોલ્યો: "તારા હાથનું રાંધેલું હું ખાઉં ત્યારે ને ? તેં તો સાહેબ લોકોના હાથની રોટી ખાધી છે, તારો ધર્મ ને તારી જાત બંને ચાલ્યાં ગયાં છે."

નાની વહુએ કહ્યું: "મારી જાત કે ધર્મ તમારાથી જુદું હોય તો જાય ને ?"

નાની વહુએ સ્વામી પર વક્ર કટાક્ષ કર્યો. ગિરીશે અનુપમાને બૂમ મારતાં કહ્યું: "અની, સાંભળે છે ને? તારી માની જાત છે જ નહિ."

અનુપમા ઘરની બહાર આવીને હસતાં હસતાં બોલી: "એ સાચું છે બાપુ? શું માની જાત જુદી હોઇ શકે?"

હુક્કો એક તરફ મૂકીને ગિરીશ ઊભો થયો; તે બોલ્યો: "ત્યારે તો આવા અજાતના ઘરમાં મારાથી બેસી શકાય નહિ."

અનુપમા હસી પડી. નાની વહુએ પૂછ્યું: "અત્યારે વળી કઇ તરફ જાઓ છો?"

ગિરીશે જતાં જતાં કહ્યું: "એક વાર મોટા ભાઇને જોઇ આવું."



## [૩૩]

મોટા ભાઇને ઘેર આવીને ગિરીશે જોયું તો મોટી ભાભીનો ભાઈ મધુસૂદન ચક્રવર્તી આવેલ છે. એને કુશળ સમાચાર પૂછીને ગિરીશ મોટા ભાઇ પાસે જઇને બેઠો. ત્યાં બેઠાં બેઠાં તેણે સાંભળ્યું તો મધુસૂદન બહેનને ઊંચે સાદે કહી રહ્યો છેઃ "તમને કોઈને અક્કલ જ નથી, તમે તો જાણે મારા બનેવીને મારી નાખવા જ બેઠા છો. આવા દરદમાં દાક્તર શું કરી શકવાનો હતો ? એ લોકોને શું કશી ગમ હોય છે ?"

મોટી વહુએ કહ્યુંઃ "મારી વાત તો કોઈ સાંભળે ત્યારે ને ! 'દાક્તર, દાક્તર' કરીને બધા અસ્થિર થઈ ગયા છે. હું જો ના પાડું ને કંઇ સારુંમાઠું થાય તો લોકો દોષનો ટોપલો મારે માથે જ મૂકે."

મધુસૂદન રોષપૂર્વક બોલ્યોઃ "દોષનો ટોપલો ? જેને ગમ નથી એ લોકો જ દોષ દે. આવા દરદની મુખ્ય દવા તો દૈવ છે. **न च दैवात् परं बलम्**–દૈવ કરતાં શું બીજું કોઈ મહાન ઔષધ છે ?"

મોટી ભાભી બોલીઃ "એટલા માટે તો તને બોલાવવો પડયો છે, ભાઈ ! અહીં મારું અંગત માણસ કોણ હતું ? અહીં તો દુશ્મનના નગર વચ્ચે રહેવું પડે છે. તું આવ્યો છે. હવે જે રીતે સારું થાય તે રીતે તું કર."

મધુસૂદન બોલ્યોઃ "એ બાબત તારે ચિંતા નહિ કરવી પડે. હું મારી સાથે દૈવી દવા લાવ્યો છું, અસલ ધન્વંતરીની દવા છે, બૂઢા પીરની પ્રસાદી છે. કાલે જ નરણા મોઢે સાત દાણા મરીના અને સાત મૂળ

દાભડાનાં લઈ વાટીને પાઇ દે અને આ લાલ મૂળિયું પચરંગી દોરથી બાંધીને ગળે બાંધી દેજે. એનાથી બધું મટી જશે."

ત્યાર પછી મોટી વહુ રસોઈ કરતાં કરતાં ભાઈ સાથે સાંસારિક સુખદુઃખની વાતોમાં પડી.

ઘડીક બેસીને ગિરીશે મોટા ભાઈને પૂછ્યું: હું "આજે દાક્તરને બોલાવી લાવું ?"

"જરૂર નથી."

"તો પછી હું દવા લઈ આવું."

ગિરીશ ઊઠીને દવાની શીશી લેવા ગયો, પણ શીશી જડી નહિ. ભાભીને પૂછ્યું; મોટી ભાભીએ કશો ઉત્તર ન આપ્યો.

મધુસૂદન બોલ્યો: "હવે વિલાયતી દવાની જરૂર નથી, ગિરીશભાઈ! હું આવ્યો છું, તો બ્રાહ્મણ કેમ બચે એનો જ પ્રયત્ન કરવો પડશે. હું મારી આંખ સામે બ્રહ્મહત્યા જોઇ શકીશ નહિ."

ગિરીશ કશો ઉત્તર આપી શક્યો નહિ. મોટી ભાભી બોલી: "આજ સુધી તો દાક્તરની દવા પાઈ; શું થયું ? દરદ ઓછું થવાની વાત તો દૂર રહી, પણ આ તો વધવા માંડયું છે."

મધુસૂદન બોલ્યો: "વધે જ ને! હજી સુધી બચી ગયા છે, એ જ ઘણું છે. કાલે તેલનું માલિસ કરી બરાબર નવરાવો. જોજો, અડધો રોગ તો આપોઆપ ચાલ્યો જશે."

માથાકૂટ કરવી નકામી છે, એમ માની ગિરીશ જવા તૈયાર થયો. હલદર મહાશયે ગિરીશને સંબોધી કહ્યું: "ભાઈ, જરા અહીં આવ તો."

ગિરીશ મોટા ભાઈની શય્યા પાસે ગયો. હલદર મહાશય બોલ્યા: "તારે વેચાણખત લખી આપવું એવી વાત થઈ હતી ને ?"

"જી હા; આવતી કાલે હું રજિસ્ટર કરાવી લઈશ."

"હમણાં રહેવા દેજે."

"કેમ ભાઈ ?"

"હું વિચાર કરીને પછી કહીશ."

"સારું." કહીને ગણેશ ચાલ્યો ગયો. મોટી વહુએ ભાઇને સંબોધીને કહ્યું: "સગાઇ દેખાડવા આવ્યા હતા, કોઇ દિવસ પાછું વાળીને જોયું પણ નથી અને આજે 'ભાઇ ભાઈ' થઈ રહ્યું છે!"

મધુસૂદને કહ્યું: "એની પાછળ તો ઊંડો હેતુ છે, બહેન! એમની પાસે કેટલા રૂપિયા લેણા છે?"

"ત્રણસો રૂપિયા; મકાન ગીરવી પડયાં છે."

હસતાં હસતાં મધુસૂદન બોલ્યો: "તેથી જ આજે ભાઈનું સગપણ ફૂટી નીકળ્યું લાગે છે! પણ હું એ પ્રપંચ નહિ ચાલવા દઉં. કાલ મને ગીરવીખત દેખાડજે."

હલદર મહાશય ક્ષીણ અવાજે ગૃહિણીને બોલાવવા લાગ્યા. ગૃહિણીએ વિરક્તિ સહિત ઉત્તર આપ્યો: "કેમ, શું થયું છે?"

હલદર મહાશયે કહ્યું: "મારે માટે ખાવાનું લાવ તો."

"ઓહોહો! એટલી વારમાં ખાવાનું? શું વેળા વીતી જાય છે? જરા ધીરજ રાખો, મારો ભાઈ બે ગાઉનો પંથ કાપીને આવ્યો છે. તે પહેલાં એને જમાડી લઉં."

ત્યાર પછી ભાઈને સંબોધી કહ્યું: "આખો દિવસ ખાવાની બળતરા થાય છે, ભાઇ! જેમ રોગ વધતો જાય છે, તેમ ખાવાની બળતરા પણ વધતી જાય છે, આખો દિ' ખાઉં ખાઉં ને ખાઉં."

વ્યસ્તભાવે મધુસૂદન બોલ્યો: "ના ના, ઝાઝું ખાવું સારું નહિ. દિવસમાં કેટલી વાર ખાય છે?"

"ખાવાનો તો ધડો જ કયાં છે! દસ વાર ખાય તોય એની એ જ બળતરા. જો હું કંઇક કહું તો બહારના માણસો આગળ મને ઝંખવાણી પાડે. હું આટઆટલું કરું છું તોય મારા કપાળમાં તો અપજશ જ લખાયો છે. હું સારા ઘરની દીકરી છું તે આટલું સહન કરીને સેવા કરી રહી છું."

મધુસૂદને બહેનને સાંત્વના આપતાં કહ્યું: “ શું કરવું, તે કહે. ગમે તેમ તોય માથાનો ધણી છે ને!”

ગૃહિણીએ તરત પોતાની હૈયાવરાળ ભાઈ પાસે ઠાલવવી શરુ કરી: “ પરણીને કોઇ દિ સુખ જોયું નથી, કોઈ દિ દુ:ખને ઠાર્યું નથી, અત્યારે પણ એની એ જ હૈયાહોળી છે, પાછલી જિંદગી માટે વિસામા જેવી કંઈ વ્યવસ્થા કરી નથી.” આ પ્રમાણે બહેને સઘળી દુ:ખકથા ભાઇને કહી સંભળાવી. હલદર મહાશય પથારીમાં ચૂપચાપ પડયા પડયા સાંભળતા હતા અને નિસાસા નાખતા હતા. હલદર મહાશય આંસુ ન પાડી શકયા, પણ મનથી ભારે અંજપો અનુભવવા લાગ્યા. અત્યારે એમનામાં ઊભા થવાની શક્તિ નહોતી, નહિ તો અત્યારે ને અત્યારે ગૃહિણીને ચૂપ કરી દેત. પણ શું કરે! મનમાં ને મનમાં બળવા સિવાય અન્ય કોઈ રસ્તો એમની સામે રહ્યો નહોતો.

માણુસ ત્યારે જ પોતાની જાતને ઓળખી શકે છે, જ્યારે અક્ષમતાના પ્રચંડ આઘાત વડે એનું હૃદય જાગ્રત થાય અને જોઈ શકે કે સામર્થ્ય કરતાં એનામાં નબળાઈ કેટલી વધુ છે, અસત્યના પડદા કરતાં સત્યની નગ્ન પ્રતિમા કેટલી કઠોર છે અને આદર કરતાં અનાદર કેટલો સ્વાભાવિક છે. આત્મવંચનાના સૂક્ષ્ય પડદા પાછળ મનને જ્યાં સુધી ઢાંકી રાખી શકાય છે, ત્યાં સુધી જ માણુસ આત્માભિમાનથી પૂર્ણ બનીને પોતાની જાતને બીજા કરતાં જરા ઉચ્ચ રાખવાનો પ્રયત્ન કરે છે; પરંતુ સત્યના સ્વાભાવિક વંટોળથી એ આવરણ ઊડી જાય છે, ત્યારે માણુસ પોતાની નિર્બળતા જોઇને વિસ્મય પામ્યા વગર રહી શકતો નથી, ત્યારે તે પોતાની જાત માટે પોતે જ શંકાશીલ બની બેસે છે.

હલદર મહાશય પણ આજ પોતાની જાત પ્રત્યે પોતે શંકિત બની બેઠા. એમના અસીમ વર્ચસ્વ વચ્ચે કયે સ્થળે આટલી નિર્બળતા છુપાઇ ગઈ હતી, તે તેઓ સમજી શકયા નહિ. એમના મનમાં થયું, કે સંસાર ઇંદ્રજાળ છે, જીવન પડછાયાની રમત સરખું છે.

જો એમ જ હોય તો આ બધું અસત્ય અસત્યમાં સમાઇ જાઓ, પડછાયાની રમતનું પરિણામ ભલે શૂન્યમાં આવે, પણ આ અસત્યની પાછળ જો સત્ય ઊભું રહે તો? માયાજાળના વિલય પછી જો વાસ્તવિકતાની કઠોર મૂર્તિ જાગ્રત થાય તો? મૃત્યુ જ જો જીવનની છેલ્લી યવનિકા ન બને તો? શું એ યવનિકા પાછળ જ સ્વર્ગ અને નરક હશે? જીવનના સામા કિનારે શું જીવનના કૃત કર્મનો વિચાર થતો હશે? ત્યાંનો વિચારક શું અંદર અને બહારની બંને દિશાઓ જોઇને વિચાર કરતો હશે? ત્યાં શું બહારના આવરણ હેઠળ અંદરનું કુત્સિત દૃશ્ય ઢાંકી શકાતું નહિ હોય?

સંધ્યા પછી બોસ મહાશયે આવી એમને સલાહ આપી, કે પ્રાયશ્ચિત્ત કરવું જરૂરી છે. શેનું પ્રાયશ્ચિત્ત? રોગનું કે પાપનું? પાપનું પ્રાયશ્ચિત્ત તો થોડું ઘણું દાન દેવું એ જ...! પરંતુ આત્મવંચનાનું પ્રાયશ્ચિત્ત શું? જીવનનું દાન દેવા છતાં પણ એ પ્રાયશ્ચિત્ત થઈ શકે એમ નથી, એ પાપનું પરિણામ નરક સિવાય અન્ય કંઈજ નથી.

સંધ્યા પછીનો અંધકાર ગાઢ થતો જતો હતો. વિચારના ગાઢ અંધકાર વચ્ચે ભટકી રહેલા હલદર મહાશયનાં નયનો સામે જાણે નરકનાં ભીષણ દૃશ્યો ખડાં થયાં. કેવાં બિભત્સ દૃશ્ય! એ લાંબી ટોપ પહેરેલો વિરાટકાય યમ, એના વિકૃત આકૃતિવાળા અનુચરો, અગ્નિની જ્વાળાઓથી ધખકતું રૌરવ, હજારો કીટો અને ગંદવાડથી ખદબદતું કુંભીપાક, પાપીઓની આર્ત્ત ચીસો, યમદૂતોની છાતી તોડી નાખે એવી ત્રાડો, સળગતી વૈતરણીનો વિરાટ કલ્લોલ!!

હલદર મહાશય ચીસ પાડી ઊઠયા. ગૃહિણી બડબડાટ કરતી હાથમાં દીવો લઇને ઓરડામાં આવી. સ્વામીનાં લાલ નેત્રો અને ભયથી વિકૃત બનેલું વદન જોઇને તે થંભી ગઇ.

ચીસનો અવાજ ગિરીશના કાન પર પણ અથડાયો હતો, તે એકદમ દોડી આવ્યો અને બોલ્યો: "શું થયું છે ભાભી?"

ગૃહિણીએ બેદરકારપણે ઉત્તર આપ્યો: "થાય શું બીજું, કંઇક મધુર સ્વપ્નું જોયું હશે."

ગિરીશે આરામનો ઊંડો શ્વાસ લઇ કહ્યું: "એમ જ હો, દુર્ગા!"

આંખો ફેરવી નાખી તીખા અવાજે ગૃહિણી બોલી: "તમે જેવું ધારો છો એવું નથી! તમારા મનની ઇચ્છા પૂરી પડવાને હજી તો ઘણી વાર છે."

ગિરીશ ધરતી સામે નજર રાખી ધીરે ધીરે ચાલ્યો ગયો.



## [૩૪]

મધુસૂદને ગરમીનો પ્રતીકાર કરવા માટે બીજે દિવસે હલદર મહાશયને ઠંડા પાણીથી સારી રીતે નવરાવ્યા. પેટની બળતરા ઓછી થાય એ હેતુ લક્ષમાં રાખીને મોળી છાશ સાથે ભાત પણ ખવરાવ્યા. સાથોસાથ દૈવી ઔષધનો પણ વિધિપૂર્વક ઉપયોગ કરાવ્યો. છાશ-ભાત પેટમાં પડયા પછી હલદર મહાશય કંઈક સ્ફૂર્તિમાં આવ્યા અને સાળાની વ્યવસ્થા માટે ધન્યવાદ આપતા આપતા પથારીમાં પડયા. સંધ્યાસમયે એમની જીવનશક્તિ પણ દિવસના તપતા સૂર્યની માફક ક્ષીણ થતી ગઈ. સંધ્યા પહેલાં બોલવાની શકિત તો જાણે રૂંધાઈ જ ગઇ હતી. વાત કહેવા જતા ત્યારે વેદનાભરી એકાદ અરેરાટી નીકળી જતી.

આમ ને આમ બે દિવસ વીત્યા. ત્રીજે દિવસે રાતના મોટી વહુનો આર્ત ચીત્કાર સાંભળીને ગિરીશ એકદમ દોડી આવ્યો. તેણે આવીને જોયું તો હલદર મહાશયને નાભીશ્વાસ ઊપડયો હતો. ગિરીશે મોટા ભાઇના મોઢામાં ગંગાજળ રેડી, એમના કાન પાસે મોઢું રાખી પ્રભુનું સ્મરણ શરુ કર્યું. જીવનના સામે આરે જવાના આધાર સરખું પ્રભુનામ સાંભળતાં સાંભળતાં હલદર મહાશયે ગિરીશની નજર સાથે નજર મેળવી. ત્યાર પછી તેમણે એક નિઃશ્વાસ નાખ્યો. ગિરીશે દુઃખી અવાજે કહ્યું: “ભાઈ! ભાઇ!”

ગૃહિણી પછડાટ ખાઈને રડી પડી અને પોકારવા લાગી: “તમે કયાં જાઓ છો! મને અધવચ્ચે છોડીને કયાં જાઓ છો! હાય! હાય! મારું શું થશે?”

મધુસૂદન ખાસ કામને કારણે તે દિવસે બહાર ગામ ગયો હતો. બીજે દિવસે જયારે તે પાછો આવ્યો ત્યારે દહનક્રિયા પતી ગઈ હતી. મધુસૂદને

યજમાન તથા પડોશીઓ સમક્ષ હલદર મહાશયની પેટી ખોલીને દેખાડી; પેટીમાં એક બે દાગીના, એકાદ બે ચિઠ્ઠીઓ અને ગિરીશનું ગિરીવી ખત પડયું હતું; એ વિના બીજું કશું નહોતું. ગિરીશે લખી આપેલું ગીરોખત ખોલીને જોયું તો ખત નીચે હલદર મહાશયે પોતાના સ્વહસ્તે લખ્યું હતું: "વ્યાજ સહિત આખી રકમ મળી ગઈ છે અને ગિરીશે ગીરો મૂકેલી જમીન છૂટી થઈ છે. એ લખાણુ નીચે હલદર મહાશયની સહી હતી. મધુસૂદન બોલી ઊઠયો: "આ તો બનાવટી સહી છે."

વૃદ્ધ બોસ મહાશયે ધીર–ગંભીર અવાજે કહ્યું: "ના, આ કંઈ બનાવટી નથી; એમણે પોતે જ લખ્યું છે, એ વખતે હું એમની પાસે જ બેઠો હતો. એ વખતે પેટીમાં કંઈક રોકડ ને દાગીના પણ વધારે હતા."

આ સાંભળીને ગિરીશ વિસ્મય પામી થંભી ગયો. એનાં બંને નયનો આંસુથી છલકાઈ ગયાં.

યજમાનની સહાયથી શ્રાદ્ધકાર્ય પતાવીને મોટી વહુ નાના પુત્ર સાથે ભાઈને ઘેર ચાલી ગઈ.

ભાઈને ઘેર પાંચ–સાત દિવસ તો બહુ સારી રીતે પસાર થયા; પરંતુ ત્યાર પછી સ્વામીના ઘરમાં ને ભાઈના ઘરમાં મોટી વહુને મોટો ફેરફાર જણાવા લાગ્યો. સ્વામીના ઘરમાં એનું પ્રભુત્વ અખંડ રહ્યું હતું, પરંતુ અહીં પ્રભુત્વ દાખવવા જતાં ભાભી નાકનું ટેરવું ચડાવીને ઈશારાથી સમજાવી દેતી કે આ કંઈ તમારું પોતાનું ઘર નથી, પારકું ઘર છે; અહીં કંઈ હુકમ ન કરી શકાય, અહીં તો હુકમ પાળી શકાય. પારકાની તાબેદારી ઊઠાવવાનો અભ્યાસ મોટી વહુમાં નહોતો, એટલે વાતવાતમાં ભાભી સાથે કલહ થયા કરતો.

છેવટે ભાભીએ એક દિવસે સાફસાફ શબ્દોમાં સમજાવી દીધું, કે અહીં વડપણ કરવાનો તમને જરાય અધિકાર નથી, એવો અધિકાર ભોગવવે હોય તો અહીં વધુ સમય નભી શકશે નહિ. ચાકરની માફક કામકાજ કરવાની ઈચ્છા હોય અને માનઅપમાન ગળી શકાતાં હોય તો જ અહીં રહી શકાશે

નહિ તો તમારે તમારા ઘરનો રસ્તો શોધી લેવો જોઇએ. બહેને ભાઈ પાસે ફરિયાદ કરી, પણ ભાઈ કોઇ પ્રકારનો પ્રતિકાર કરી શક્યો નહિ. તેણે સરળ શબ્દોમાં બહેનને સમજાવી દીધું કે બહેન પર ભાઇને મમતા હોય છે; બીજાએ પણ એવી મમતા રાખવી જોઇએ; એવો કાંઇ નિયમ નથી. એટલે ભાભીની ઇચ્છા પ્રમાણે ચાલવામાં પણ શ્રેય છે.

પરંતુ મોટી વહુ ભાભીની ઇચ્છા મુજબ ચાલીને ભાઇનું અન્ન ખાવા રાજી ન થઇ. એટલે મધુસૂદને દુઃખિત ભાવે કહ્યું: " એ તો હું જાણું છું, નાનપણથી જ તારે કોઈની સાથે બનતું નથી; તો પછી એક કામ કર. તું તારે ઘેર જા. યજમાનોનાં બે–ચાર ઘર છે, એકાદ બ્રાહ્મણને રાખી લેજે, અડધી આવક એ લેશે ને અડધી તને આપશે. તારે તો બે જ પેટ ભરવાનાં છે, સુખેથી બધું ચાલ્યું જશે."

મોટી વહુએ ગુસ્સે થઈ કહ્યું: " હું એમ જ કરીશ, મારા પૈસા ને ઘરેણાં મને આપી દે."

મધુસૂદને કહ્યું: " પૈસા કંઈ મારી પેટીમાં નથી પડયા. હલદર મહાશયના શ્રાદ્ધ પહેલાં જ નલડાંગાના કિનુ ઘોષને ત્યાં એ જમા કરાવ્યા છે! અને એ પૈસા પર તારો હક્ક નથી; એ તો તારા સગીર બાળકની સંપત્તિ છે. તારો પુત્ર જ્યારે ઉમ્મરલાયક થશે ત્યારે હું એને બધું સોંપી દઇશ."

ભાઇનો આવો નફ્ટ ઉત્તર સાંભળીને મોટી વહુ કલ્પાંત કરીને માથું ફૂટવા લાગી. એથી ભાભીએ વિરક્ત થઇને ઘર બહાર નીકળી જવાનો આદેશ કર્યો. પણ મોટી વહુ એમ સહેલાઈથી ભાઈને છોડે એવી નહોતી; તેણે તો ગામના બે–ચાર આબરૂદાર માણસોને વચ્ચે નાખ્યા. મધુસૂદને સમજાવ્યું, કે હલદર મહાશય પાસે માત્ર પચાસ રૂપિયાની રોકડ હતી. મારી બહેન અત્યારે સાતસો રૂપિયા કહીને મારે ગળે પડે છે! નછૂટકે પુત્રને આંગળીએ વળગાડીને મોટી વહુ ઘેર આવી. હવે કેવી રીતે સંસાર નભાવવો એ એક મોટો કોયડો થઈ પડયો.

નાની વહુએ સ્વામીને પૂછ્યું: " હેં, હવે બહેન માટે શું કરશું?"

ગિરીશે કહ્યું: "તું શું કરવાનું કહે છે ?"

નાની વહુએ કહ્યું: "વાહ, હું વળી શું કહું ? મોટી ભાભી શું આપણે મન પરાયાં છે ? આપણને જો એક મુઠ્ઠી ધાન મળશે, તો શું ભાભી માટે નહિ મળે ?"

ગિરીશે હસીને કહ્યું: "તું જ્યારે કહે છે તો તો જરૂર મળશે."

મોટી વહુએ ખૂબ વિચાર કર્યા પછી અંતે ગિરીશનો હાથ પકડીને કહ્યું: "ગિરીશભાઈ, હવે અમે મા-દિકરાનું શું થશે ? મારો ભાઇ તો બધું ધૂતી ગયો."

ગિરીશે હસીને કહ્યું: "ભાભી, તમારો ભાઈ બધું શું ધૂતી ગયો છે ? થોડાઘણા રૂપિયા ને ઘરેણાં : એ જ ને ? મને તો નથી ધૂતી ગયો ને ? જ્યાં સુધી હું છું ત્યાં સુધી તમારે ગભરાવાની કોઈ જરૂર નથી."

મોટી વહુએ શરમથી માથું નીચું ઢાળી દીધું. ગિરીશે કહ્યું: "ભાભી, એમાં શરમાવાનું કાંઈ કારણ નથી, તમે મારી પાસે ત્રણસો ચારસો રૂપિયા માગો છો; એમ માનજો કે એના વ્યાજમાં તમે મારે ત્યાં જમો છો."

મોટી વહુએ કહ્યું: "પણ તમારા ભાઈએ તો રૂપિયા જતા કર્યા છે."

"મને ભાઈ માનીને તેઓ રૂપિયા જતા કરીને જ્યારે જઈ શકે છે, તો હું પણ મારી ભાભી અને મારા ભત્રિજાને મારાં અંગત માણસો સમજી શું એક મુઠ્ઠી ધાન નહિ આપી શકું ?"

નાની વહુએ ઘુમટા વચ્ચે આંખો ચડાવીને કહ્યું: "ઓહો, શું તમે જ જાણે અન્નના માલિક છો !"

ત્યાર પછી મોટી વહુનો હાથ પકડી સ્નેહભર્યા અવાજે તે બોલી: "એમની વાત જવા દો. બહેનને ત્યાં રહેવામાં શું કોઈ પ્રકારની હરકત છે !"

દેરાણીના ચહેરા સામે જોઇને મોટી વહુ એકદમ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.



[૩૫]

પોતાનું અભિમાન અખંડ રાખવા ખાતર માણસને પોતાના મન સાથે ભયાનક યુદ્ધ ખેલવું પડે છે, એ ખબર ગણેશને પહેલાં નહોતી પડી. જો એને આવી ખબર હોત તો તેણે સંગ્રામ થાય એ પહેલાં જ ચોખવટ કરી લીધી હોત. પરંતુ જ્યારે સંગ્રામની શરુઆત થઈ ગઈ, ત્યારે તો બંને દિશામાં બંને પક્ષોએ ખુલ્લી છાતીએ ખડા રહીને યુદ્ધના પરિણામની રાહ જોવી રહી; પછી સંગ્રામ સિવાય સંધિની વાત હૈયે જ ન ચડે. કદાચ હૈયે ચડે તો પણ ગણેશ એવી કાયરતા સ્વીકારવા તૈયાર થાય એમ નહોતો. આ યુદ્ધથી એનો હૃદયદુર્ગ સાવ છિન્નભિન્ન થવા માંડયો હતો, અંતરની સઘળી શક્તિ સાવ ક્ષીણ થવા લાગી હતી, પ્રત્યેક ચિત્તવૃતિ સંધિ માટે તલપાપડ થઈ રહી હતી, છતાં પણ ગણેશ યુદ્ધમાંથી છૂટો થઇ શકયો નહિ; એનું ઉન્નત અભિમાન ઉત્સાહ રેડી રહ્યું હતું. ગણેશ સઘળું બળ એકઠું કરીને સામા પક્ષનું માથું નીચું નમાવવા માટે ઝૂઝી રહ્યો હતો. પગલે પગલે નિષ્ફળતા મળવા છતાં પણ ગણેશ પોતાના સંકલ્પથી વિચલિત થતો નહિ, એક સ્ત્રી સામે–મોટી ભાભી સામે–માથું નમાવીને તે પરાજય સ્વીકારવા જરા પણ તૈયાર નહોતો. યુદ્ધના આખરી પરિણામ સુધી લડી લેવું જોઇએ, એવી તેણે પ્રતિજ્ઞા લીધી હતી.

છેવટે જે દિવસે ગણેશે સાંભળ્યું, કે વેપારીઓ કોર્ટમાં જીતી ગયા છે અને મોટા ભાઇને જેલમાં લઈ જવા તૈયાર થયા છે, ત્યારે ગણેશે વિચાર્યું, કે આ વખતે યુદ્ધનો અંત આવી જશે; આ વખતે કાં તો વિજય કાં તો પરાજય. ગણેશના મનની વૃત્તિઓ વિજયની પ્રતીક્ષા માટે

આતુર બની.

આ વખતે એક દિવસ ગિરીશ સાથે મેળાપ થતાં ગણેશે પૂછ્યું: “કાં ગિરીશ કાકા! કહે છે કે તમે તમારા મોટા ભાઈની વહુને આશરો આપ્યો છે?”

ગિરીશે કહ્યું: “હા. સ્ત્રીજાત, એ બિચારી ક્યાં જઈને ઊભી રહે?”

“ચુલામાં જઈને ઊભી રહે. કઈ આબરૂ જાળવવા ખાતર તમે આવી ભયાનક સ્ત્રીને આશરો આપ્યો છે, કાકા? હું હોત......”

હસીને ગિરીશે પૂછ્યું: “તું હોત તો ઘરબહાર તગડી મૂકત. તારાથી એમ થઈ શકત એમ ને?”

“એક સો વાર! તમે હજી નથી ઓળખી શક્યા, કાકા! એ તો સર્પની જાત છે, એ જાતનો જરા જેટલોયે વિશ્વાસ ન કરવો જોઈએ. એ જાતની ઉત્પત્તિ જ કેવળ સંસારમાં આગ પાથરવા માટે થયેલી છે.”

ગિરીશે મંદ હાસ્યપૂર્વક કહ્યું: “તું પાગલ થઈ ગયો છે, ગણેશ! એ આગ નથી પાથરતી, આગને ઠારે છે. જગતમાં સ્નેહ, દયા, માયા જો ક્યાંય પણ હોય, તો સ્ત્રીજાતિના હૈયામાં જ છે. સંસારમાં જો કોઈ પણ શાંતિ આપી શકે એમ હોય, તો તે સ્ત્રીજાતિ જ. એ સ્ત્રીજાતિની તું નિંદા કરે છે, ગણેશ?”

તીરછી આંખો કરીને ગણેશ બોલ્યો: “નિંદા શું, મારા હાથમાં જો સત્તા હોય, તો હું એક જ દિવસમાં આ જાતિને સંસારમાંથી નિર્મૂળ કરી નાખું.”

“એમ થાય તો પછી સંસારમાં રહે શું?”

ગણેશે કહ્યું: “દયા, ધર્મ, સુખ, શાંતિ: બધું રહે.”

ધીર ગંભીર અવાજે ગિરીશ બોલ્યો: “ભાઈ, તું ખોટું સમજ્યો છે. તું ખરેખર અતિ દુર્ભાગી છે કે સ્ત્રીજાતિને ઓળખી શક્યો નથી. જે માણસ સ્ત્રીને નથી ઓળખતો એ માણસ જિંદગીને પણ નથી ઓળખતો. દોષથી ભરેલી સ્ત્રીની છાતીમાં પણ કોમળ હૃદય હોય છે અને ગમે તે

દિવસે એ હૃદય આગળ સઘળા દોષ નમી પડે છે. સંસારમાં તારે સુખ—શાંતિની ગરજ હોય તો તું સ્ત્રીજાતિને શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસની નજરે જોતાં શીખજે. મારો અચળ વિશ્વાસ છે, કે તારી સઘળી બળતરા સ્ત્રીની કોમળ લાગણીઓથી શાંત બની જશે."

ગિરીશ ચાલ્યો ગયો. ગણેશના મનમા થયું, કે ગિરીશ કાકા પાગલ તો નથી થયા ને! સ્ત્રીજાતિ આગળ સુખ શાંતિ! આગની પાસે શીતળતા! સર્પની પાસે સરળતા, હિંસક પશુ પાસે મમતા, રેતીના રણમાં શીતળ જળની આશા? જરૂર, ગિરીશ કાકામાં ગાંડપણની અસર આવી છે.

ગણેશનો દોષ ન હતો. તે જીવનમાં બે સ્ત્રીઓના સંપર્કમાં આવ્યો છે—એક નિસ્તારિણી અને બીજી મહામાયા. માતાનું સ્મરણ તો એને મનમાં પણ નહોતું, નિસ્તારિણીને જ તે મા તરીકે જોતાં શીખ્યો હતો. ત્યાર પછી તે મા સમાન ભાભી પાસેથી એવો દારુણ આઘાત પામ્યો, કે જેથી તે નિસ્તારિણીને જ પોતાના સુખની શત્રુ સમજવા લાગ્યો. વચ્ચે વચ્ચે ગણેશના મનમાં થતું, કે આ ભૂલ છે. પણ ભૂલ કોની છે—પોતાની કે નિસ્તારિણીની? એ સમજી શકાયું નહોતું, તેથી જ ભૂલ સુધારવાનું બની શક્યું નહોતું. બીજી સ્ત્રી મહામાયા. પરંતુ ગણેશે કલ્પનામાં જેટલા પ્રકારનાં હિંસક પ્રાણીઓના અસ્તિત્વની ગણતરી કરી હતી, તેટલા પ્રકારનાં પ્રાણીઓથી મહામાયા જરાયે ઊતરતી નહોતી. એટલે ગણેશનું હૃદય ગિરીશ કાકાને પાગલ માને એમાં શી નવાઈ!

પરંતુ માનવપ્રકૃતિ વચ્ચે એવી એક અજ્ઞાત શક્તિ રહેલી છે, જેની સામે હૃદયની તમામ પ્રવૃત્તિને પરાજય સ્વીકારવો પડે છે. આ અજેય વૃત્તિને લોકો વિવેકના નામે ઓળખે છે. માણસ ગાંડા હાથીની માફક ઉચ્છૃંખલતાના માર્ગે દોડયો જતો હોય તોપણ એક વાર તે પાછળ ફરીને જુએ છે, એ કેવળ વિવેકશક્તિના કારણે જ. આ વિવેકનું શાસન ન હોય તો સંસાર ઘડીના છઠ્ઠા ભાગમાં સળગતી ભઠ્ઠી જેવો નારકીય બની જાય.

અંતઃકરણમાં પર્વત જેટલો વિદ્વેષ પોષવા છતાં પણ ગણેશને

વચ્ચે વચ્ચે માનવહૃદયના સ્વાભાવિક વિવેકનો આંચકો લાગતો. નક્કી કરેલા માર્ગે દોડવા છતાં પણ જ્યારે ગણેશ એક વાર પાછળ જોતો, ત્યારે તેના હૈયા વચ્ચે જાણે દાવાનળ ભભૂકી ઊઠતો. તે પોતાની નિર્દયતા પ્રત્યે પોતે જ શંકિત થયા વગર રહી શકતો નહિ; છતાં પણ ગણેશ પોતાના માર્ગેથી ચલાયમાન થયો, અભિમાન આવીને એની સઘળી વૃત્તિ પર સ્વાર થઈ જતું; પરાજયની ઝાંખપ મૂર્તિરૂપે સામે આવીને વિવેકના આંચકાને નિષ્ફળ બનાવી દેતી. આવા ભયાનક હૃદયવિદ્રોહથી ગણેશ વખતે વખતે પાગલ જેવો થઇ જતો.

આ તરફ મુરલીની સ્થિતિ જેમ જેમ વધારે શોચનીય થતી ગઈ, તેમ તેમ ગણેશનો માનસિક વિપ્લવ પણ વધતો ગયો. આના પરિણામે ગણેશની સુખશાંતિ સાવ નષ્ટ થવા માંડી; આહાર-વિહારમાં, નિદ્રામાં, ભ્રમણમાં: પ્રત્યેક કાર્ય વચ્ચે કોઇ ભયાનક અશાંતિ આવીને એને પીડવા લાગી. જેમ જેમ પીડન વધતું જતું, તેમ તેમ નિસ્તારિણી પ્રત્યે તેનો ક્રોધ વિરાટ રૂપ ધારણ કરતો જતો.

બીજી તરફ વેપારીઓ વૉરંટ કઢાવી મુરલીને પકડાવવાની વેતરણ કરવા લાગ્યા.



[ ૩૬ ]

**નેકલેસ** બનાવવા માટે સ્ત્રી સાથે ઝઘડો કરીને ગણેશ મોડી રાત્રે સૂઈ ગયો. ઊંઘ આવ્યા પછી નેકલસની વાત અને સ્ત્રી સાથેનો વિરોધ ભૂલી જઈને તે એક અપૂર્વ સ્વપ્નરાજ્યમાં વિચરણા કરવા લાગ્યો. સ્વપ્નમાં તે આજનો યુવાન અને અભિમાનથી ભરેલો ગણેશ નહોતો રહ્યો, પરંતુ પંદર વર્ષ પહેલાંનો ગણેશ બની ગયો હતો, અને તેની સઘળી અશાન્તિ સરખી નિસ્તારિણીની ભીષણ પ્રકૃતિ વચ્ચે માતૃસ્નેહનું અપૂર્વ માધુર્ય ખીલી ઊઠયું હતું: ગણેશ લાડ કરી રહ્યો છે, નિસ્તારિણી એના લાડ પૂરા કરવાનો પ્રયત્ન કરી રહી છે. ગણેશ હસે છે, નિસ્તારિણી મુગ્ધ સ્નેહ–સજલ દૃષ્ટિથી નાના દિયરનું હાસ્ય નિહાળી રહી છે. ગણેશ ચિડાઈને નિસ્તારિણીની પીઠ પર ધબ્બા મારે છે, નિસ્તારિણી હસતી હસતી એને પોતાના હૃદય સરસો લેવા પ્રયત્ન કરે છે.

એક દિવસ ગણેશે હઠ લીધી: મારે રંગીન કોટ જોઈએ. નિસ્તારિણીએ મુરલીને કહ્યું. મુરલીએ પૈસા ન આપ્યા. ગણેશે પણ હઠ ન છોડી, તેણે રડી–કકળીને નિસ્તારિણીને ખૂબ અસ્થિર કરી મૂકી. દિયરના રુદનથી વ્યાકુળ બનીને નિસ્તારિણીએ છેવટે પોતાના નાકની નથ કાઢીને દિયરને આપી; અને કહ્યું: “ આ નથ વેચીને કોટનું કપડું લઈ આવજે.” ગણેશે ઘણા આનંદ સહિત નથ તો લીધી, પણ ભાભીના ચહેરા સામે જોઈને એનો આનંદ વિષાદમાં પલટાયો. નથ વગર ભાભીનો ચહેરો બહુ જ બેડોળ લાગે છે ! ગણેશે કહ્યું: “ ના ભાભી, તમે નથ પહેરી લ્યો, મારે કોટનું કાપડ નથી જોઈતું.” નિસ્તારિણીએ એને ખૂબ સમજાવ્યો, પરંતુ નથ વેચીને કાપડ ખરીદવા ગણેશ રાજી ન થયો. ત્યારે નિસ્તારિણીએ કહ્યું: “ આ

નથ મારી નથી, તું વેચીને કાપડ લઈ આવ. ત્યાર પછી તું ભણીગણીને મોટો થાય ત્યારે કમાઈને મને હીરા–મોતીવાળી સાચી નથ લઈ આપજે." ગણેશે આનંદપૂર્વક આ વાતનો સ્વીકાર કરીને નથ લીધી. પણ ઘરની બહાર નીકળે તે પહેલાં જ કોણ જાણે ક્યાંથી માતંગિનીએ આવીને એનો હાથ પકડયો, અને કઠોર અવાજે કહેવા લાગી: "અભાગિયા, આવડી ઉમ્મરે તું આટલો નાદાન થયો છે? ભાભીનાં ઘરેણાં વેચીને કપડાં પહેરી શકાય? મોટો થઈશ ત્યારે તો તું ભાભીને ઘર બહાર તગડી મૂકીશ!"

ગણેશે વિનયપૂર્વક કહ્યું: "ના બહેન, હું મોટો થઈશ ત્યારે ભાભીને હીરાની નથ લઇ આપીશ." માતંગિનીએ ત્રાડ પાડીને કહ્યું: "નાલાયક, તું કશું આપવાનો નથી. તું મોટી ભાભીને રસ્તાની ભિખારણ બનાવવાનો; આજ તો હું તને માર્યા વગર નહિ મૂકું." કહીને માતંગિનીએ ગણેશની ગરદન પકડી. ગણેશે બૂમ મારી: "ભાભી, ભાભી" પણ એનો અવાજ બહાર નીકળી શકયો નહિ. માતંગિનીએ જોરથી ગરદન દબાવી. ગણેશની આંખે અંધારાં આવવા લાગ્યાં. હતી તેટલી બધી શક્તિ એકત્રિત કરીને તેણે બહેનની પકડ ઢીલી કરી અને ચીસ પાડી: "ભાભી!"

ગણેશની ઊંઘ ઊડી ગઇ. અત્યારે પણ તે થડકતા હૈયે ધ્રૂજી રહ્યો હતો, પરસેવાથી પથારી પણ ભીંજાઈ ગઈ હતી. બે–ત્રણ વાર આંખ ચોળી ને ગણેશ પાગલની માફક પથારીમાં બેઠો થયો.

મહામાયાએ ઉતાવળા પગલે અંદર આવીને કહ્યું: "જરા ઊઠો તો ખરા, પેલે ઘેર કોઈ આવેલ છે."

ગણેશ ઊઠીને ધીરે ધીરે બહાર આવ્યો. બહાર નીકળીને જોયું તો, વેપારી, નાજર અને પોલિસના માણસો મુરલીના ઘરના બારણા પાસે બેઠા હતા. ગણેશને જોઈને વેપારીએ કહ્યું: "કાં ગણેશભાઈ, તમારા મોટા ભાઇ ઘરની બહાર આવશે કે અમારે ઘરની અંદર પ્રવેશ કરી મુરલીને પકડાવવો પડશે?"

ગણેશે કશો ઉત્તર આપ્યો નહિ. તે એકદમ પોતાના ઘરમાં પાછો

આવ્યો. મહામાયાએ શંકિત અવાજે પૂછ્યું: " એ બધા કોણ છે?"

ગણેશે ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો: " અદાલતના માણસો."

" એમ! તેઓ શા માટે આવ્યા છે?"

" મોટા ભાઈને ગિરફ્તાર કરવા..."

" મહામાયાએ વિસ્મય સહિત પૂછ્યું: " ગિરફ્તાર! ગિરફ્તાર કરીને શું કરશે?"

મહામાયાની મા તે વખતે ઘરકામ કરી રહી હતી. તેણે દબાયેલા અવાજે કહ્યું: " તું પણ સાવ મૂરખ જ રહી! ગિરફ્તાર કરીને જેલમાં લઇ જશે."

મહામાયાએ ગભરાઈને કહ્યું: " ઓ મા, શું જેલમાં લઈ જશે?"

માએ કહ્યું: " તે લઈ ન જાય? પારકાનું દબાવી બેઠા હોઈએ તે કેમ છોડે? એ લોકો તો ઘંટી દળાવીને પૈસા વસૂલ કરશે. મારા જેઠના સાળાનો દિકરો જેલમાં ગયો હતો. ઘરબાર બધું ગયું, પણ કપાળમાંથી ઘંટી ન ગઈ. છેવટે મોઢામાંથી લોહી પડવા માંડયું અને જેલમાં ને જેલમાં મરી ગયો."

મહામાયાએ ભયભર્યા અવાજે કહ્યું: " કોણ જાણે મા, લોકો આટલું બધું દેવું શા માટે કરતા હશે?"

ગણેશ ધીર ગંભીર થતો ઓરડામાં ગયો. મહામાયા પણ એની પાછળ ગઈ. ઓરડામાં જઇને ગણેશે પોતાની પેટી ખોલી. પેટીમાં મુરલી પાસેથી મળેલા ચારસો રૂપિયા હતા. ગણેશે એ બધા રૂપિયા લઈને સાફાના છેડે બાંધ્યા. ત્યાર પછી મહામાયાની સામે જોઈને કહ્યુ: " તારી પેટીની ચાવી કયાં છે?"

વિસ્મય સહિત મહામાયાએ ઉત્તર આપ્યો: " કેમ, ચાવીની શી જરૂર છે?"

" તારાં ઘરેણાં જોઈએ છીએ."

સ્વામીના વદન પર તીરછી નજર ફેંકતાં મહામાયા બોલી: " શા માટે,

શું મારાં ઘરેણાં વેચીને ભાઇને બચાવવા માગો છે?"

મક્કમ અવાજે ગણેશ બોલ્યોઃ "હા."

"હું ઘરેણાં નહિ આપું."

ચિડાઇને ગણેશ બોલ્યોઃ "તારા બાપને પણ આપવાં પડશે. લાવ, ઝટ કર."

મહામાયાએ કહ્યુંઃ "ચાવી ખોવાઈ ગઈ છે."

પત્નીના ચહેરા પર સળગતી નજર ફેંકીને ગણેશ મહામાયાની પેટી પાસે ગયો. મહામાયા એકદમ દોડીને પેટી પર બેસી ગઇ અને બોલીઃ "ના, હું નહિ આપું, કોઈ કાળે નહિ આપું."

ગણેશે પત્નીને દૂર ધકેલી પેટી ઉપાડી લીધી અને જોરથી ધરતી પર પેટી પછાડી. પેટી તૂટી ગઈ. વેરણછેરણ થઇ ગયેલાં ઘરેણાં વીણી લઇને ગણેશે એના સાફાના છેડે બાંધ્યાં. ત્યારપછી તે બહાર જવા તૈયાર થયો. મહામાયા એકદમ ઊઠીને બારણા આડે ઊભી રહી અને જોરથી બોલીઃ "હું નહિ આપું, કોઈ કાળે નહિ આપું."

મહામાયાની મા ફાટી આંખે આ બધું જોઇ રહી હતી.

ગણેશે શાર્દૂલ સરખી ભીષણ–ભયંકર નજરે એક વાર મહામાયા સામે જોયું, ત્યાર પછી બંને હાથે મહામાયાની ગરદન પકડી. મહામાયાએ એક હળવી ચીસ પાડી. ગણેશે પત્નીને એક તરફ પછાડી. ગણેશની સાસુ "બાપ રે, દોડો દોડો, મારી દીકરીને મારી નાખી..." કહેતી ચીસો પાડવા લાગી. ગણેશે એ ચીસો પ્રત્યે જરાયે ધ્યાન ન આપ્યું; તે તો પાગલની માફક અસ્થિર પગલે ઘર બહાર ચાલ્યો ગયો.

માતંગિનીએ ઓસરીમાંથી બૂમ મારીઃ "ગણેશ!"

ગણેશ ત્યારે ડેલી બહાર નીકળી ગયો હતો. માતંગિની સજળ નયને ઊભી રહી.

મહામાયાની માએ દેકારો કરતાં કહ્યુંઃ "ઓ બાપ રે, મારી દીકરીને મારી નાખી! કોઈ આવો..."

મહામાયાની માના અવાજથી માતંગિનીમાં જાણે ચેતના આવી. તે એકદમ ઓરડામાં આવી અને જોયું તો, મહામાયા બેભાન થઇને ધરતી પર પડી હતી. માતંગિનીએ ઠંડુ પાણી લાવી એના મોઢા પર છાંટયું. આ દેકારાથી પડોશનાં બે–ચાર સ્ત્રીપુરુષો પણ દોડી આવ્યાં હતાં. એ લોકો પણ માતંગિની સાથે મહામાયાની સુશ્રૂષામાં જોડાયાં.

થોડી વારના પ્રયત્નને અંતે મહામાયા ભાનમાં આવીને બેઠી થઈ અને મોઢા આડે પાલવ રાખી ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગી. માતંગિની ધીર ધીરે ઓરડા બહાર નીકળી ગઈ.



[ ૩૭ ]

આવારે ઊઠીને નિસ્તારિણીએ જ્યારે બહારનો દરવાજો ખોલીને જોયું તો દરવાજા બહાર કેટલાક માણસો ઊભા હતા, જેમાં લાલ પાઘડીવાળા પોલિસો પણ હતા. નિસ્તારિણી એકદમ અંદર ચાલી આવી. મુરલી એ વખતે નિદ્રામાં હતો; નિસ્તારિણીના ઝડપી પગલાનો અવાજ સાંભળીને તેની ઊંઘ ઊડી ગઈ. તેણે કહ્યું: "શું થયું છે, નિતુ ?"

નિસ્તારિણીના હાથપગ ધ્રૂજી રહ્યા હતા. તે તરત કશો ઉત્તર ન આપી શકી. થોડી વાર પછી જરા સ્વસ્થ થઇને તેણે સ્વામીને સઘળી વાત કહી. એ સાંભળીને મુરલીનો ચહેરો ઝાંખો પડી ગયો. તે ધીરે ધીરે બેઠો થયો. નિસ્તારિણીએ પૂછ્યું: "એ બધા શા માટે આવ્યા છે ?"

લુખ્ખું હસીને મુરલીએ જવાબ આપ્યો: "મારા માટે નિમંત્રણ-પત્ર લઇને આવ્યા છે."

નિસ્તારિણીએ ભયભરી નજરે સ્વામી સામે જોયું. મુરલીએ ઓરડા બહાર નીકળી મોઢું ધોયું. ત્યાર પછી કપડાં બદલી ખભે ચાદર નાખી. નિસ્તારિણીએ થડકતા હૈયે કહ્યું: "ક્યાં જાઓ છો ?"

ક્રોધભરી નજરે પત્ની સામે જોઇને મુરલી બોલ્યો: "" જમને ઘેર."

નિસ્તારિણીનો ચહેરો જાણે પીળો પડી ગયો. વિશુ હજી સૂતો હતો. મુરલી ટગરટગર પુત્રની સામે જોઈ રહ્યો; ત્યાર પછી બહાર જવા આગળ વધ્યો. નિસ્તારિણી એકદમ સ્વામીના ચરણમાં ઢળી પડી અને બંને હાથ વડે પગ પકડીને બોલી: "ઓ, ન જશો, ન જશો."

મુરલી તીરછી નજરે એના સામે જોઇ રહ્યો. નિસ્તારિણીનાં આંસુ

સ્વામીના પગ પર ટપકી રહ્યાં હતાં. મુરલીએ સ્થિર ગંભીર અવાજે કહ્યું: " પાગલ સાથે પાગલપણું ન કર, નિતુ."

અશ્રુથી દબાયેલા અવાજે નિસ્તારિણી બોલી: " ના ના, મારી જ ભૂલ થઈ છે. પણ તમને સોગંદ છે, મારી ભૂલનું પ્રાયશ્ચિત્ત મને જ કરવા દો. હું ગણેશભાઈને બોલાવું છું."

વજ્રગંભીર અવાજે મુરલી બોલ્યો: " મોટી વહુ!"

સ્વામીના શુષ્ક કઠોર ચહેરા પર કરુણ નજર નાખીને નિસ્તારિણી આંસુભર્યા અવાજે બોલી: " અપમાન થશે તો મારું થશે, પણ મારી ભૂલની સજા તમે કઠોર બનીને માથા પર ન લ્યો."

મુરલી કંઇક કહેવા જતો હતો, એ જ વખતે ગણેશના મકાનમાંથી ચીસ સંભળાઇ: "ઓ બાપ રે, મારી દિકરીને મારી નાખી..." નિસ્તારિણી એકદમ ઊભી થઈ ગઈ અને સ્વામી સામે જોઇ રહી. મુરલીએ કહ્યું: " અત્યારે વળી એ લોકોને શું થયું?"

નિસ્તારિણીએ કહ્યું: " મને લાગે છે કે ગણેશે નાની વહુને મારી હશે."

મુરલી સ્થિર ગંભીર થઈ જઈ ઊભો રહ્યો. દરવાજા બહારથી વેપારીનો અવાજ આવ્યો: " અરે મુરલી, ઓ મુરલી! અમે અંદર આવીશું તો તારી આબરૂ વધશે?"

મુરલી પત્નીના ચહેરા સામે જોઇ રહ્યો. નિસ્તારિણીએ ભયથી કંપતા અવાજે કહ્યું: " હવે શું થશે?"

દૃઢ અવાજે મુરલી બોલ્યો: " નિતુ, તું તો ડાહી છે; ગભરાય છે શા માટે? મને કશું નથી થવાનું. તું વિશુને બરાબર સંભાળજે અને કોઈ પણ પ્રસંગે ગણેશની મદદ માગવા ન જતી."

મુરલી આગળ વધ્યો. નિસ્તારિણી એકદમ આગળ આવીને બારણા આડી ઊભી રહી. રડતાં રડતાં તે બોલી: " જશો નહિ, જશો નહિ, ઘડીક ઊભા રહો."

વિશુ પથારીમાં બેઠો થઈ જઈ બોલી ઉઠયો: " મા!"

નિસ્તારિણી રડતાં રડતાં બોલી: "તમે આટલા નિષ્ઠુર ન બનો."

બહારથી અવાજ આવ્યો: "મુરલી!"

મુરલીએ કઠોર અવાજે કહ્યું: "મેં કદી પણ નિષ્ઠુરતા નથી બતાવી; પણ આ સમયે..."

નિસ્તારિણી બોલી: "તમારાથી બને એટલી નિષ્ઠુરતા બતાવો, પણ હું તમને જવા દઇશ નહિ."

માને રડતી જોઈને પુત્ર પણ રડી ઊઠયો, અને રડતો રડતો આવીને માને વળગી પડયો. તે પોકારવા લાગ્યો: "મા! મા!"

ગભીર નિરાશાભર્યા અવાજે મુરલીએ નિસ્તારિણીને પ્રશ્ન કર્યો: "તું ટેક સાચવી શકીશ?"

નિસ્તારિણીએ મક્કમ મનથી સતેજ અવાજે ઉત્તર આપ્યો: "ભગવાન સાચવશે. તમે કોઈ દિવસ કોઇનું પણ બૂરું નથી કર્યું."

મુરલી વ્યંગભર્યું કઠોર હાસ્ય હસ્યો. એ હાસ્ય સાંભળીને નિસ્તારિણી ચમકી ઊઠી વિશુ ભયથી માને વધુ જોરથી વળગી પડયો, અને કરુણ અવાજે "મા! મા!" કહેવા લાગ્યો.

મુરલીએ બંને હાથ વડે પોતાનું હૃદય દબાવીને કહ્યું: "ભગવાન!"

બરાબર એજ વખતે ગણેશ હાંફતો હાંફતો અંદર આવીને ઊભો રહ્યો. મુરલીએ વિસ્મયભરી નજરે એના સામે જોયું. ગણેશ દબાયેલા શ્વાસે બોલ્યો: "ભાભી, ભાભી!"

નિસ્તારિણી ચમકીને ગણેશ સામે જોઈ રહી. ગણેશે ઉગ્ર અવાજે કહ્યું: "તમને ધન્ય છે, ભાભી! તમે માણસને જેલમાં મોકલી શકો છો, ખૂન કરી શકો છો, છતાં પણ તમારી જ જિત થઈ છે."

ગણેશે સાફાના છેડે બાંધેલા રૂપિયા અને ઘરેણાં છોડીને ભાભીની સામે મૂકયાં. નિસ્તારિણી વિસ્મયભર્યા અવાજે બોલી ઊઠી: "ગણેશ!"

"હા હા, હું ગણેશ! તમારી જિત થઈ ને મારી હાર થઈ." ગણેશે ઊંચે સાદે કહ્યું.

હર્ષભર્યા અવાજે નિસ્તારિણી બોલીઃ "ના ગણેશભાઇ, જિત તમારી થઈ છે ને હું જ હારી ગઈ છું."

એક ગંભીર નિઃશ્વાસ નાખીને મુરલી બોલ્યોઃ "નિતુ, હારજિત કોઇની નથી થઈ; સ્નેહ અને મમતા સમક્ષ સહુને માથું નમાવવું પડે છે. આ તો આપણું સાચું મિલન થયું છે."

એજ વખતે માતંગિનીએ આવીને કહ્યુંઃ "જયાં સુધી ઓસરી વચ્ચે આ દિવાલ ખડી છે ત્યાં સુધી મિલન થયું ન ગણાય, મોટા ભાઇ!"

મુરલીએ કહ્યુંઃ "બહેન! મનની દિવાલ તૂટી ગયા પછી આ દિવાલ તોડવી જરાયે કઠણ નથી."

નિસ્તારિણીએ ગણેશનો હાથ પકડીને કહ્યુંઃ "શું તમે નાની વહુને મારી છે?"

હસતે ચહેરે ગણેશ બોલ્યોઃ "ત્યાં જ મારી નબળાઈ છે, ભાભી! હવે એ સઘળો બોજો તમારે જ સંભાળી લેવો પડશે."

મુરલી પ્યારભરી નજરે નાના ભાઇ સામે જોતો ઊભો રહ્યો.



